જય સ્વદેશ વંદે માતરમ જય સ્વરાજ

# દેશી ગીતો

અને

# સ્વરાજ બંસી.

મંગાવી કરી છપાવનાર—

કેશવલાલ ગોકળદાસ શાહ.

ઠે૦ જુની શાકપીઠ,

ભાવનગર.

આવૃત્તિ ૧ લી પ્રત ૩૦૦૦.

સંવત ૧૯૮૬ કિંમત ૧=૩૦

કૃષ્ણ પ્રીં૦ પ્રેસ, આરગેઈટ, ભાવનગર.

2-4-70.

13482

1.00

# બે બોલ.

પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી આજે પૈસા સીરીઝનો ૪ થો અંક નીકળે છે. વાંચનાર મિત્રોને ખુશ ખબર આપું છું કે જો પરમાત્માની ને તમારી દયા હશે તો આવતો અંક ગ્લેઝ કાગળમાં આનાથી પણ સારો નીકળશે. ને પછીના અંકો સચિત્ર બનાવવા માટે મહેનત કરીશ. ભાવનગરની પ્રજાને આજે સાફ જણાવવા માંગુ છું કે મારી પાસે લાખોની મુંડી નથી કે નુકશાનમાં હું મારી પૈસા સીરીઝો ચલાવી શકુ જો તમને સસ્તુ ને સારૂ સાહિત્ય જોઇતું હોય તો મારા જે જે અંકો બહાર પડે તે ખરીદીને મને મદદ કરો અત્યાર સુધીમાં જે મેં નુકશાની ભોગવી છે તે ફક્ત તમારી આશાએ કે તમો તમારા મિત્રમંડળમાં પૈસા સીરીઝનો ફેલાવો કરશો. મારા વિચારો દર અઠવાડીયે ત્રણ વખત તમારી સેવામાં હાજર થવાના છે. દર ગુરૂવારે ગઝલો, દર રવીવારે દુનીયાની અજાયબીયો ને દર મંગળવારે આત્મકથાઓ લઇને તમારી આગળ હાજર થવાનો વીચાર કરૂં છું. તો આશા છે કે તે ખરીદીને મને મદદ કરશો.

તા. ૨૪-૩-૩૦ ગુરૂવાર ભાવનગર.

લી. તમારો વિશ્વાસુ,

ચલાલ ગોરધનદાસ શાહ. ઠે. જુની સાકપીઠ-ભાવનગર.

## ભંગ્રી ૧ લી. (રાગ ગઝલ.)

## આત્માને ધીક્કાર ક્યારે !

ગરીબો આશરો લેવા, પસારે હાથને જ્યારે;
અનાદર તેહનો થાયે, ત્હને ધીક્કાર છે ત્યારે.
શરમથી ના શકે બોલી, જનો એવા દીઠા જ્યારે;
નજર ખેંચી ગયો ચાલ્યો, ત્હને ધીક્કાર છે ત્યારે.–૧

દુઃખી અબળા નિહાળીને, હૃદય ચીરાતું ભાળીને;
નહીં આશ્વાસનો આપ્યા, ત્હને ધીક્કાર છે ત્યારે.
નયનથી અશ્રુની ધારા, વહેતી જોઇ તું રહેતો;
ન લુછયું એક પણ અશ્રુ, ત્હને ધીક્કાર છે ત્યારે.–૨

અવાચક પ્રાણીઓ લાખો, મનુષ્યો મારતા નિત્યે;
બચાવા દિલ નહિ વાધ્યું, ત્હને ધીક્કાર છે ત્યારે.
જગતની ઉન્નતિ અર્થે, કીધો નહિ જ્ઞાન ફેલાવો;
રહ્યો મત–પંથ કે લોભે, ત્હને ધીક્કાર છે ત્યારે.–૩

જગતનાં સેવકો મરતાં, મદદ વિણુ કામ અથડાતા;
બની ના સ્હાય ત્હારાથી, ત્હને ધીક્કાર છે ત્યારે.
વિચારીને વચનથી બહુ, વળી દ્રવ્યે અને દેહે;
દયા કર તું દયા કર તું, દયામાં સ્વાર્થ છે ત્હારો.–૪

## —"લડતમાંહીં ઝુકાવોને"—

બંસી ૨ જી (રાગ ગઝલ)

અરે ઓ દેશના બંધુ, તજી ધો ભેદ ભાવોને,
તજી દઇ કલેશને કજીઆ, "લડતમાંહીં ઝુકાવોને."
સુખેથી ભોગવ્યા ભોગો, વખત અણમૂલ ગાળીને,
તજી દઇ સોડ પત્નિની, "લડતમાંહીં ઝુકાવોને."
વખત આવ્યો વહી જાશે, શરીરે ખાદી ધારોને,
તજી દઇ વસ્ત્ર પરદેશી, "લડતમાંહીં ઝુકાવોને."
કરોડો રૂપીઆ જાએ, અરે એ ટોપીવાળાને,
જતા અટકાવવા માટે, "લડતમાંહીં ઝુકાવોને."
કરો લીધા ઘણા ખોટા, અરે બ્રિટીશ સરકારે,
ઝડા મૂળ કાઢવા તેને, "લડતમાંહીં ઝુકાવોને."
તુરંગો તોપ બંદુકો, અને તલ્વાર શું કરશે ?
અહિંસા શાંતિના શસ્ત્રે, "લડતમાંહીં ઝુકાવોને."
ન ડરશો જેલખાનાથી, અને પોલીસ જુલ્મોથી,
સંપૂર્ણ સ્વરાજ્ય લેવાને, "લડતમાંહીં ઝુકાવોને."
ગુરા એ સંત "ગાંધી"જી, ફુંકે છે શંખ મોટેથી,
વકીલ, વિદ્યાર્થી બંધુઓ, "લડતમાંહીં ઝુકાવોને."

૧૯–૪–૩૦ બનાવનાર–ગાંધી લક્ષ્મીદાસ પુરૂષોત્તમદાસ.

## બંસી ૩ જી. ( રાગ કવાલી ).

સાહા તળાવ કીનારે, સરકાર સીતમ ગુજારે;
શુરા ધરી પ્રતિજ્ઞા, નિજ ગૃહ છોડી આવે.
કાયર નથી અમે સૌ, છઈએ સત્યાગ્રહીરે;
પરવા નથી મરણની, ઘેર બેઠે શું થશેરે.
અહિંસા દિલમાં ધરીને, પ્રાણ સહુ અર્પીએ;
ટેક અમારી એવી. મરતાં છતાં ન હઠીએ.
સહુ છે ખપી જવાના, પાંચે પંદરે કે પચીસે;
દહી દે ભલે બંદુકે, ડગ નવ એક હઠીએ.
અમર કરોને નામના, સરદારની સલાહ માની;
છે સમય અમુલખ ભાઈ, નહિં ફરી એ મળશે.

સેવક.

---

અંસી ૪ થા.

# દિવ્ય—પ્રભાત

( લેખક—હરિસિંહ રામસિંહ વૈદ્ય—ભાવનગર.

કયે દીન ઉગશે દિવ્ય પ્રભાત દિવ્ય પ્રભાત.
અહિંસા મંત્ર મહાન ગાંધીનો, શીખશે નર ને નાર;
દ્વેષ ભાવ ટળશે જગમાંથી ( ૨ )
ઉગશે તે દિન દિવ્ય પ્રભાત દિવ્ય પ્રભાત

સત્ય નિતિને પંથે વિચરશે, ભારતના સંતાન;
આર્ય ભુમીમાં ઐકય થશે સૌ (૨)
ઉગશે તે દિન દિવ્ય પ્રભાત દિવ્ય પ્રભાત.

વસ્ત્ર સ્વદેશી ધારણ કરશે, વિદેશીનો બહીષ્કાર;
ચક્ર સુદર્શન ઘરઘર ફરશે ( ૨ )
ઉગશે તે દિન દિવ્ય પ્રભાત દિવ્ય પ્રભાત

શાન્તિ અને સેવા પાઠોનો, કરશે હિન્દ અભ્યાસ
યત્ર નાર્યસ્તુ પૂજ્યન્તે ( ૨ )
ઉગશે તે દિન દિવ્ય પ્રભાત દિવ્ય પ્રભાત.

## બંસી ૫ મી. ( રાગ ગઝલ )

ખરે છે હિન્દનો હીરો, અરે એ મહાત્મા ગાંધી,
સદાયે દુઃખ સેવે છે, તમારા સુખને આતર—ખરે છે૦
અહોનીશ દેશના દુઃખો, વીચારો દીલમાં ધારે;
બળે છે લોહી તેનું તો, દુઃખી આ દેશ જોઈને—ખરે છે૦,
રહી છે ચામડી અંગે, ફીરસ્તે ભેખ ધાર્યો છે;
જગાડયો નાગ એ ઝેરી, ફીરસ્તે મરવું ધારીને—ખરે છે૦
મળ્યો છે દેશનો નેતા, ચાલો સૌ તેહના પગલે;
તમારૂં હિત છે તેમાં, મહાત્મા ગાંધીના પગલે—ખરે છે૦
કહે છે લાલ પુકારીને, વધાવો એ ફીરસ્તાને;
ચાલો સૌ કુચ કદમ આગળ, તમારા મહાત્મા પાછળ—ખરે છે૦

---

### જોઇએ છીએ.

ઐસા સીરીઝમાં દેશસેવા, સમાજસેવાને લગતી ગઝલો, કવાલીઓ, ભજનો, કીર્તનો, લખી શકે તેવા સેવા ભાવી લેખકો જોઇએ છીએ. લખો અગર મળોઃ—

કે. જી. શાહ.
ઠે૦ મગનલાલ કલ્યાણજી પારેખ.
જુની શાકપીઠ નળપાસે—ભાવનગર.

# દમન નીતિના પુર.

| Name | Place | Sentence |
| --- | --- | --- |
| શ્રી રવીશંકર વ્યાસ | ખેડા | બે વરસ સખ્ત કેદ. |
| ,, છોટાલાલ ગાંધી | અંકલેશ્વર | એક ,, ,, |
| ,, ભાઇલાલ પ્રાણજીવનદાસ | બોરસદ | બે વરસ સખ્ત કેદ |
| ,, જીવણલાલ ચાંપાનેરીયા | ,, | ,, ,, ,, |
| ,, આશાભાઈ લલ્લુભાઇ | રાસ | ,, ,, ,, |
| ,, નગીનદાસ પારેખ | સુરત | ૧૦ મહીના સખ્ત કેદ |
| ,, દરબારી સાધુ | ,, | બે વરસ સખ્ત કેદ |
| ,, પ્રભુદાસ ઠક્કર | મહેમદાવાદ | ૨૧ મહીના સખ્ત કેદ |
| ,, નરસીભાઈ પટેલ | સાણંદ | છ માસની સખ્ત કેદ |
| ,, ભીખાભાઇ પટેલ | સાણંદ | ૧૧ મહીના સખ્ત કેદ |
| ,, ડૉ. ચંપકલાલ ઘીયા | સુરત | બે વરસ સખ્ત કેદ |
| ,, મણીભાઈ પટેલ | આંટ | એક વરસ સખ્ત કેદ |
| ,, પ્રહેલાદ મણીભાઇ | ભરૂચ | ચાર મહીના સખ્ત કેદ |
| ,, આણંદશંકર સીવશંકર | ,, | ,, ,, |
| ,, મગનલાલ નાગજીભાઇ | ,, | ,, ,, |
| ,, ફકીરભાઇ બકોરભાઇ | ,, | ,, ,, |
| ,, મોતીભાઈ ગીરધરભાઇ | ,, | ,, ,, |
| ,, ચત્તરસિંહ | કરજણ | એક મહીનો સખ્ત કેદ |
| ,, ધાનસિંહ | ,, | બે મહીના ,, |
| ,, ચંપકલાલ | બોરસદ | છ મહીના ,, |

# દમનનીતીનો જોસ.

| | | |
|---|---|---|
| શ્રી કુલસિંહ | દાભી | છ માસ સાદી કેદ |
| ,, ભગવાનજી | ખેડા | ૧૯ મહીના સખ્તકેદ |
| ,, ડૉ, રતીલાલ | ધંધુકા | છ મહીના સાદી કેદ |
| ,, જાદવજી જવેરચંદ ગાંધી | અમદાવાદ | ૬ મહીના સાદી કેદ |
| ,, સુભાષચંદ્ર બોઝ | કલકતા | નવ મહીના સખ્તકેદ |
| ,, ચારૂચંદ બેનરજી | ,, | એક વરસ સખ્ત કેદ |
| ,, વીજયદત | ,, | ,, ,, |
| ,, વસંતકુમાર | ,, | ,, ,, |
| ,, પ્રમથનાથ મુકુંદજી | કલકતા | બે વરસ સખ્તકેદ |
| ,, પ્રફુલ ઘોસ | ,, | ,, ,, |
| ,, જીતેંદ્રમોહન | ,, | છ મહીના સખ્ત કેદ |
| ,, સેનગુપ્તા | ,, | ,, ,, |
| ,, મનોરંજન | ,, | એક મહીનો કેદ |
| ,, બાકરઅલી | કલકતા | એક મહીનો કેદ ને હજાર રૂ. દંડ |
| ,, ડૉ. પરસરામ | લાહોર | બે વરસ સખ્ત કેદ |
| ,, મેલારામ | ,, | ,, ,, |
| ,, કાશીરામ | ,, | એક વરસ સખ્ત કેદ |
| ,, સ્વામી ભવાની દયાળ | બીહાર છાવણી | બે વરસ સખ્ત કેદ |
| ,, વાલવંકર | રત્નાગીરી | છ માસ સાદી કેદ |

રિપકડો-જુલ્મો-સજાવો ચાલુ છે. આવતા અંકે વધુ.

## બંસી ૮ મી. ( રાગ ગઝલ. )

અરે ઓ બંધુઓ મારા, કહુ તે ધ્યાનમાં ધરજો
તમારા હીતના માટે સ્વદેશી વસ્ત્ર વાપરજો.
મરે ભુખે અને દુઃખે, કરોડો હીંદીઓ આજે,
દયા તેની દીલે લાવી સ્વદેશી વસ્ત્ર વાપરજો.
ખરેખર દેશના માટે, જવાહીર લાલના જેવા,
ગયા છે જેલમાં આજે સ્વદેશી વસ્ત્ર વાપરજે
વિદેશી વસ્ત્ર પહેરીને, ગુલામી તો ખરીદી છે,
ગુલામી કાઢવા માટે; સ્વદેશી વસ્ત્ર વાપરજો.
ચહોજો દેશની ભક્તિ, ચહો જો હીંદની ચડતી,
કરીને કાંઇ કૃપાદ્રષ્ટી, સ્વદેશી વસ્ત્ર વાપરજો.
ઉઠો જુવાન ઓ ભાઇ, ઉઠોને હીંદના હીરા,
તજીને વસ્ત્ર પરદેશી, સ્વદેશી વસ્ત્ર વાપરજો.
સેંકડો જેલમા જાયે, હજારો તો પીડાયે છે,
છતાં ના મોહ તજાયે છે, સ્વદેશી વસ્ત્ર વાપરજો,
ગયા જે જેલની અંદર, મરે ભુખે અને દુઃખે.
કંઇકના પ્રાણ તો જાયે, તમારા દેશના માટે,
વીચારો કંઇ હવે બંધુ, હવે તો હદ થાયે છે,
કેશવની વિનંતી એવી સ્વદેશી વસ્ત્ર વાપરજો.

---

## બંસી ૯ મી. ( રાગ ગઝલ. )

બજાવી મોહને બંસી સુણાવ્યો પાઠ ખાદીનો,
સુતેલું હિંદ જગાડીને, સુણાવ્યો મંત્ર ખાદીનો. ૧
નીહાળી માલ પરદેશી, બન્યોતો દેશ દિવાનો,
કરી જાદુ એ ગાંધીએ, કર્યો ગુલતાન ખાદીમાં. ૨
ફસાઇ મોહના ફાંસે બધો આ દેશ ચુસાયો,
દયા એ મોહને લાવી બતાવ્યો માર્ગ ખાદીનો. ૩
જુવો સ્વરાજ ખેંચાતું, સુતરના તાંતણે આવે,
સુધરવા હિંદનું ભાવી, સ્વીકારો વસ્ત્ર ખાદીનાં. ૪
ગઇ ફેશન ભુલી જાવો, ખીલવવા દેશની સિદ્ધિ,
સપુત સંતાન ભારતનાં, કરો ઉદ્ધાર ખાદીનો ૫
થતો બરબાદ ના પૈસો, બધો આ દેશમાં રહેતો,
હજારો રંક કુટુંબો, કરે એશાન ખાદીનો. ૬
રીસાઇ ગઇ બધી લક્ષ્મી, કુસંપી હિંદ જાણીને,
મનાવા લક્ષ્મી દેવીને, ધર્યો પોશાક ખાદીનો. ૭
ઘણો રૂડો ઘણો સોંઘો, ટકાઉને ઘણો સાદો,
વહાલા હિંદને સારૂ, લલો પોશાક ખાદીનો. ૮
ઘરોઘર રેંટીઆ દેખી, વીદેશી મીલવાળાનાં,
બળ છે હાય! હા હૈયાં, પહેરે હિંદ હવે ખાદી. ૯
સ્વદેશી માલ પહેરીને, કરેલાં પાપ ધોવાને,
હવે પસ્તાયેલાં હિંદે, સ્વીકાર્યો વેશ ખાદીનો. ૧૦
હશે જ્યાં પૂજ્ય એ ખાદી, થશે ત્યાં પુર્ણ આબાદી;
ભલું જો દેશનું ચાહો, સ્વીકારો વેશ ખાદીનો. ૧૧

## બંસી ૧૦ મી.

વિદેશી વસ્ત્ર વેપારી જરા સમજો જરા સમજો,
દુઃખી આ હિંદની ખાતર, જરા સમજો જરા સમજો;
બનો કાં દેશના દ્રોહી, બનો કાં દેશના વેરી,
સમજશો શું નહીં કોઇ, વિદેશી વસ્ત્ર વેપારી.
અરે આ હિંદના રાજા, ગયા છે જેલમાં નેતા
તમે શું ખાઇ શકો ખાજા, રૂપૈયા ગાંસડી બાંધી;
અરે આ આર્ય ભૂમિના, તમે શું દુસ્મનો થાશો,
કમાણી ચોગણી કરીને, મુખે શું આપ મલકાશો.
તમારી આ કમાણીમાં, ભર્યાં લોહી દુઃખીયાના,
તમારી આ કમાણીમાં, ભર્યાં છે આંસુ દુઃખીયાના;
જનેતા જળભરી આંખે, દયા માગે જરા દેખો,
સુપુત્રો માત ભારતને, રુઝની હા ! જરા પેખો.
પડયા છે પેટમાં ખાડા, વિદેશી સૌ બન્યા જાડા,
મળે જો માતને બટકુ, તમે શું આવશો આડા;.
સુકાવો શીદને વ્હાલા, દયામય દિલતણા ઝરણો,
વિદેશી વસ્ત્રના પાપે, કમોતે થાય છે મરણો.
જીવન આખું ગુમાવો કાં. મળેલી તક ગુમાવોના,
કરો આ દ્રોહની બંધી, વિદેશી વસ્ત્ર વેપારી

# જાહેર પ્રજાને ચેતવણી.



હીંદુસ્તાનમાં દુશ્મનોનું જોર બહુજ જામી રહ્યું છે. ચારે
બાજુમાં દુશ્મનો પોતાનું રહેઠાણ કરીને રહ્યા છે.

ગૃહસ્થો ? બહારનાં દુશ્મનના માટે તમોએ ઘણું કીધું ને
કરો છો પણ હું જે દુશ્મનો માટે ચેતવણી આપવા માગું
છું તે દુશ્મનને તમે કાઢી શકતા નથી તેના લીધે તમારા
બાળકોને તમારા ઘરમાં રહેતા તમામ માણસો હેરાન થાવ છો
તેના વાતો કરતા કે સુઇ રહેતા તમો કુદરતની હવાનો લાભ લઇ
શકતા નથી. તેમજ જો ભુલેચુકે ગંજીફરાક કે અંગ ઉપર
ઓઢ્યા શીવાય ઉંઘી જાવ તો જરૂર દુશ્મનો તમારા ઉપર એકી
સાથે મળીને હુમલો કરશે સવારમાં ઉઠ્યા બાદ તમારા શરીર
ઉપર ઝીણા ઝીણા ગુમડા જણાશે તેમાંથી મેલેરીયા, ઇન્ફલુએન્ઝા,
ન્યુમોનીયા, ટાઇફોઇડ, જેવા તાવો માણસોને લાગુ પડે છે

ગૃહસ્થો આ ચેતવણી વાંચીને બેસી રહે કે વિલાપ કરે
એ બનવાનું નથી તમો જો આવા દુશ્મનોથી બચવા માંગતા
હો તો આજેજ ફક્ત સાડાત્રણ આનાની ટીકીટ બીડીને
"નેફથેલીન પ્લેટ" કે જે તમારા જીવજંતુને હાંકી કાઢીને
તમારી તંદુરસ્તીનું રક્ષણ કરે છે તો મંગાવવા ચુકશો નહીં.

**મેસર્સ વીઠ્ઠલદાસ એન. ઠક્કરની કું.**
હેરીસ રોડ દરબારગઢ સામે—ભાવનગર.

# યુદ્ધગીતો

અને

# સ્વરાજ કીર્તન.

---


સંગ્રહ કરી છપાવનાર—

કેશવલાલ ગોકળદાસ

ઠે૦ જુની માર્કેટ.



ભાવનગર.

લવાજમના બાર આના ભરો એટલે દર અઠવાડીએ તમારે ત્યાં સીરીઝો પહોંચાડવામાં આવશે.

મારે જેટલી જરૂર ગ્રાહકોની છે તેટલીજ જરૂર જાહેર ખબર આપનાર વેપારીની પણ છે તેમના સહકાર સિવાય મારાથી પગલુ પણ ચાલી શકાય તેમ નથી. તો દરેક વેપારીને અરજ કરીશ કે તમારી જાહેરાત મારા પર મોકલી આપો ને હું જે દેશ સેવા, સમાજ સેવા સાહિત્ય સેવા કરવા માગુ છું તેમાં તમારી જાહેરાત મોકલીને મદદ કરો. પૈસા સીરીઝની દર અઠવાડીએ ત્રણ હજાર નકલો કાઢવાનું નક્કી કર્યું છે. તેની અંદર જાહેર ખબર છાપવાને માટે એક પાનાના ચાર રૂપીઆ ભાવ રાખેલ છે તો આપ આપની જાહેર ખબરો મોકલી આપશો ને મારા કામમાં મદદગાર થશો જેમ જાહેર ખબર વધારે મળશે, ગ્રાહકોની સંખ્યામાં વધારો થશે તેમ તેમ વધારે પાનાનું સુંદર ને સચિત્ર સાહિત્ય પ્રજાને આપીને પ્રજાની સેવા કરીશ આશા છે કે આનો જવાબ ભાવનગરની પ્રજા સારો આપશે ને મેં જે સાહસ કર્યું છે તેને ઉત્તેજન આપશે.

તા. ૬-૪-૩૦
ભાવનગર.

લી૦ તમારો ત.ખેદાર સેવક,
કેશવલાલ ગોકળદાસ શાહ.
ઠે૦ જુની શાકપીઠ—ભાવનગર

( ૧ ).

કેવાની વાત સારી, તમે દીલમાં લેજો ધારી,
મારા ભાઈઓ સ્વરાજ લેવું સ્હેલ છે.

શરમને તો લાવો, વીદેશી કપડા કાઢો–મારા ભાઈયો.
વખત વહી જાશે, પસ્તાવો પાછળ થાશે–મારા ભાઈયો
લાભ તમોને થાશે, પરદેશી નાશી જાશે–મારા ભાઈયો.
ગોખી રાખો મંત્ર, રેંટીયાથી સ્વતંત્ર–મારા ભાઈયો.
કરજો કામ સારૂં, પરદેશી છે નઠારૂં–મારા ભાઈયો.
રળી રળીને થાકયા, પરદેશીએ ભુખ્યા રાખ્યા–મારા ભાઈયો
દારૂને નહિ પીશો, નીકર કમોતે મરશો–મારા ભાઈયો.
સસ્તુ મીઠું થાશે, જુલમી નાશી જશે–મારા ભાઈયો.
તારીખ છઠી આજે, ગાંધિનો ઓર્માલ ગાજે–મારા ભાઈયો.
કેશવે સાચું કહયું થોડામાં સમજી લેવું–મારા ભાઈયો.
ભાવનગરની પાસે, મેં વાત કરી ઉલ્લાસે–મારા ભાઈયો.

( ૨ )

રાગ સૈદાનો.

ચેતીને ચાલજો તમો (૨) રે ચેતીને ચાલજો તમોરે
ઘણું દીવસનો માલ ખાધો છે હજમ તે નહિ થાય–ચેતીને.
હિંદ અમારૂં ભુખે મરે છે (૨) ખાવા ન મળે ધાન
દેશના જ્યા જુવો ત્યા પરદેશી શુલતાન–ચેતીને૦
સાફ શબ્દોમાં સાફ કહું છું ન જોઈએ તારૂં રાજ
ગામી તું કરાવા આવ્યા હિંદ કેયું તારાજ–ચેતીને૦

ભણુતર ગણુતરમાં મીંડુ વાળું વ્યસનને વ્યભીચાર
તે તણું તે જોર વધાર્યું (૨) સાચે સાચી વાત–ચેતીને
અબજો રૂપીઆ દેશ તણા જે પરદેશે ચાલ્યા જાય
તે છતા દેશી ઉંઘમાં ઉંઘે લાજ ન આવે જરા–ચેતીને૦
એકવીશહજારનો પગાર આજે વાયસરોયને દેવાય
હિંદના બચ્ચા ભુખે મરે છે (૨) વિચાર તેનો ન થાય ચેતીને૦
ગવરનર કે વાયસરોયને પગાર ભારે અપાય
લેફટન્ટ કરનલ કાંઇ કહેવાયે સોલજરો ભલી ભાત–ચેતીને૦
હિંદનાવાસી સૌજનોને વિનતિ કરૂં છું આજ,
કલેશ કુસંપને ત્યાગજ કરશો (૨) નક્કી મળે સ્વરાજ–ચેતીને૦
હિંદુ મુસ્લીમ પારસી અગર જૈન હો ઇશાઇ,
ગમે તે તમે વાતજ માનો ( ૨ ) હિંદમાતા દુખદાઇ–ચેતીને૦
હાથ જોડીને અરજ કરે છે કેશવલાલ આજ,
દયા લાવો ભાઇ દયા લાવો હિંદ થયુ તારાજ–ચેતીને૦
તારીખ તો છઠી કહેવાયે એપ્રીલ મહિનો ખાસ,
૧૯૩૦ ની સાલે રચી ચોખેચોખી વાત–ચેતીને૦

( ૩ )

ગજલ.

અમારા હકનો હિસાબ તમારી પાસ માગીશું,
પચાવી સૌ પડયા આજે તમારી પાસ માગીશું;
ભલાને ભોળીયા જાણી અમારા વાલીએ સોંપ્યા,

નથી હિસાબ તો કરતા તમારી પાસ માગીશું;
અમારી જે હતી મીલકત પચાવી સૌ પડ્યા આજે,
ન પાછી તે તમે આપો તમારી પાસ માગીશું;
અમે દુખી તમે સુખી કહો એ ન્યાય કોનો છે,
તાગડધીના તમે કરતા તમારી પાસ માગીશું.

( ૪ )

ગઝલ.

સતાવો સીદ જાલીમો પ્રભુની બીક રાખોને,
ભરોને નીતિથી ભાણું પ્રભુની બીક રાખોને;
અરે અભિમાનીઓ અંધા વિચારીને કરજો ધંધા,
પ્રભુ તો તુજને પુછશે પ્રભુની બીક રાખોને;
ભલે અમે અમે ભુખેતો મરીએ અમારી દેહને દમીએ,
તમારા પેટતો મોટા ભલે હમેશ ચયા કરજો;
અમે આ જગતમાં આવી કીધી છે પુન્ય કમાઇ,
તમે તો સ્વાર્થમાં ઘેલા તમારી જીંદગી ગુમાવી;
તમારાથી થાય તે કરજો જરી બાકી નહિ રાખો,
પ્રભુની આણ તમોને છે જરી બાકી જો રાખો.

( ૫ )

ગઝલ.

પડી છે હાક માતાની અરે જાગો અરે જાગો,
કહે છે કરગરી આજે અરે જાગો અરે જાગો;
અરે હિંદુ મુસલમાનો અગર હો પારસી કોનો,

( ૭ )

ઉઠોને નિંદ્રાથી આજે અરે જાગો અરે જાગો;
પડ્યા ક્યાં ઉંઘમાં ભારી માતા તારી છે દુઃખીયારી,
સ્નેહી આંખતો ખોલો અરે જાગો અરે જાગો;
લુટાએ ધન માતાનું લુટાએ જાત માતાની,
સુપુત્ર શું ઉંઘમાં ઉંઘે અરે જાગો અરે જાગો;
નથી ખાવા રહ્યા દાણા પડયા છે કોઠીમાં કાંણા,
તમે સૌ ક્યાં ગયા શાણા અરે જાગો અરે જાગો.

( ૬ )

[રાગ–આવેછે રે આવેછે સ્વરાજ સ્વારી આવેછે.]

અમે કરવાના અમે કરવાના સ્વરાજ્ સંપુરણ કરવાના,
નહિ ડરવાના નહિ ડરવાના અમે જેલખાનાથી નહિ ડરવાના;
મોહ માન ચાંદનો મુકીશું લાલચથી પંથ નવ ચુકીશું,
ધીરજ ગુણ દીલમાં ધરવાના.............................સ્વરાજ૦
સ્વદેસી ભાવ ન ભુલીશું પરદેશી દેખીના ડુલીશું,
ભારત ભક્તિ ઉર ભરવાના..............................સ્વરાજ૦
સૌ સેવા ધર્મ સ્વીકારીશું ભેદોને તરત નીવારીશું;
ભારતના ગુણ અમે ગાવાના................................સ્વરાજ૦
મહાસભાની આજ્ઞા પાળીશું દુઃખ કલેશ દેશના ટાળીશું,
માતાના નામે મરવાના........................................સ્વરાજ૦
ગણીગાંધીજી ગુરૂવર માથે કરી કાર્યો સૌ હાથોહાથે,
આ પુરણ પ્રતિજ્ઞા કરવાના................................સ્વરાજ૦

( ૭ )

કેમ થાયે સરકારની નોકરી રે, જેણે પકડયા શૂરા સરદાર;
કરે સરકારી નોકરી આ સમે રે, દેશદ્રોહી પૂરા કહેવાય.
દેશદ્રોહી બનીને જીવવું રે, હિંદમાતાની કુખ લજવાય;
પેટ કાજે ડુબાડે દેશને રે. દેશ દેશે લાખો ફિટકાર.
નથી સરકાર કોઈને પોશતીરે, પોષનારો પ્રભુ બળવાન;
પટેલાઈ ને નોકરી સર્વનાં રે, દીઓ રાજીનામા ધરી હામ.
ધન્ય વેળા, ઘડી આ ધન્ય છે રે, નોકરીને લગાવો લાત.

( ૮ )

જંગ માંડયો મહાત્મા ગાંધીએ રે,
હાથ કરવાને પૂર્ણ સ્વરાજ;
એણે હાકલ પાડી છે દેશમાં રે,
થજો હિંદી શૂરા તૈયાર;
હિંદમાતાની બેડીઓ તોડવા રે,
કરો વહાલી કાયા કુરબાન;
તોપબંદૂકને તાબે કરે રે,
અહિંસાનું રૂડું હથિયાર;
જિંદગાની ગુલામીની ધૂળ છે રે,
મરી જાણો સ્વતંત્રતા કાજ;
જેમ કૂદે પતંગિયાં દીપમાં રે,
કૂદી પડજો ભારત નરનાર;
આ ટાણાનો જંગ છે આખરી રે,
ફના થવું કે લેવું સ્વરાજ;

ભલે છુટે જાલિમની ગોળીઓ રે,
ભલે મારે હજારો લાખ;
ભલે સામથી રાક્ષસી સામટી રે,
વાપરી લે બ્રિટિશ સરકાર.

( ૯ )

નહિ હઠશે, નહિ હઠશે, બહાદુરો પાછા નહિ હઠશે.
લડશે લડશે સમરાંગણમાં, છોને ફના થવાય--પાછા૦
કુરબાની કરતાં નહિ થાકે, ઘુમે રણમેદાન—પાછા૦
જુલમ ઘંટીમાં છોને પીસે, શેતાની સરકાર—પાછા૦
જુલમોથી રોળાયાં જગમાં, લાખો જુલમી રાજ—પાછા૦
રણે ચડેલા સત્યાગ્રહીઓ નમાવશે સરકાર—પાછા૦

( ૧૦ )

## ભૈરવી.

પગલાં સુણાયે હિન્દભરમાં આજ પૂર્ણ સ્વરાજનાં;
પડઘા પડે બ્રહ્માંડભેદી, આજ પૂર્ણ સ્વરાજના.
જડ મધ્ય જીવન પ્રેરતા, વીરની વિભૂતિ વેરતા;
ધૂમતા ગગનને ઘેરતા, કપિકેતુ પૂર્ણ સ્વરાજના.
યુગ યજ્ઞની વેદિ પરે, સ્વાહા થવા સ્પર્ધા કરે;
અર્પણ ઋચાઓ ઊચરે, યજમાન પૂર્ણ સ્વરાજના.
લાહોરકેરી મહાસભા, જે દેશ કેરી મહાપ્ર
આપે ભરાવી ખુંસેખંભા, આદેશ પૂર્ણ સ્વરાજન
નિજ લોહીની શાહી ભરી, નિજ અસ્થિની લેખણ

માંડે જીવનપટ ઉપરી ઇતિહાસ પૂર્ણ સ્વરાજના.
નવયુગની ઊઘડે ઉષા, નમતી ક્ષિતિજ નીચે નિશા;
પ્રભુના મનોહર સ્વપ્ન શા, આદર્શ પૂર્ણ સ્વરાજના.
પ્રહ્લાદને નિરખી દુઃખે, ભારતજનેતાની કૂખે;
પ્રગટે પ્રખર પાવક મુખે, નરસિંહ પૂર્ણ સ્વરાજના.
જગની પરમજનની સમી, રાજે પુનઃ ભારભૂમિ;
પાશે જગતને એ અમી, સ્તનપાન પૂર્ણ સ્વરાજના.
પૃથ્વીપટે પરિભ્રમણ કરતા, દશાદશ સળગાવતા;
પોતે પધારે પૂર્વમાં, રવિરાજ પૂર્ણ સ્વરાજના.

( ૧૧ )

## ધૂન.

ડંકો વાગ્યો લડવૈયા, શૂરા જાગજો રે;
શૂરા જાગજો રે, કાયર ભાગજો રે:
ડંકો વાગ્યો.

માથું મેલો, સાચવવા સાચી ટેકને રે;
સાચી ટેકને રે, સાચી ટેકને રે:
માથું મેલો.



# જાહેર ખબર.

અનાજને પચાવનારી વસ્તુ મશાલાઓ છે. આ મશાલાઓ બજાર ગમે તેવા ખરીદવાથી દરેક મનુષ્ય પોતાની આરોગ્યતાને બગાડે છે વળી : આ વસ્તુ ચોકખી બજારમાં મલની ન હોવાથી અમો તેવા મશાલાઓ (હલદર, ધાણાજીરૂ અને મરચાં) વિગેરે ઉંચી જાતના લઈ ખંડાવી તૈયાર રાખીએ છીએ. એક વખત મંગાવી ખાત્રી કરો. બજાર ભાવથી વિશેષ ભાવ લેવામાં આવતો નથી.

ખોરાક સાથે લેવાની નીચેની પાચક અને સ્વાદિષ્ટ વસ્તુઓ પણ ઉંચા અનાજની અમારે ત્યા અમારી દેખરેખ નીચે બનાવી તૈયાર રાખીયે છીયે. આવી વસ્તુ આ શહેરમાં મળતીજ નથી ઘણા ગ્રાહકોની માંગણીથી આ વસ્તુઓ બનાવવી શરૂ કરી છે. એક વાર મંગાવી ખાત્રી કરો.

**૧ મગના તથા અડદના પાપડો ( કે જે ઉંચ વર્ણના લોકો-લઇ શકે તેવા )**

**૨ ચોખાનો ખેરો તથા સેવ ૩ ઘઉંની સેવ ૪ ચોળાનિ વડી**

ઉપરોક્ત વસ્તુઓ લગ્નાદિ પ્રસંગે પણ એક.સામટી જોઇએ તો પણ ટાઇમસર આપીશું.

૫ માથામાં નાખવાનું અનેક સુગંધી પદાર્થોથી મિશ્રિત ( ધાસલેટ કે તેવા મગજ કે માથાને નુકશાન કરે તેવા પદાર્થો વગરનું ) અમોએ ભઠ્ઠીથી તઇયાર કરેલું તેલ કે જેનાથી માથાના વ્યાધીઓ નાબુદ થતા આંખ અને મગજને ફાયદો કરે છે.

ઉપરની દરેક વસ્તુ ઉંચીજાતની બજારભાવે મલશે એકવાર મંગાવી ખાત્રી કરો ઓર્ડર પ્રમાણે કેજના પાણીથી પાપડો ત્યા એકલા દુધમાં ઘઉંની સેવ પણ બનાવી આપવામાં આવશે. મળવાનું સ્થળ—

**શાહ પ્રતાપરાય ગિરધરલાલ. ઉંડી વખાર,–ભાવનગર.**

તા. ક.–બહારગામના ઓર્ડર ઉપર પુરતું ધ્યાન આપવામા આવશે

( ૧૨ )

સહોદર હિંદના જાયા, મુકો કાં માતની માયા;
નહીં અભડાવશો કાયા, વિદેશી વસ્ત્ર પહેરીને.
કૃપાણ કાં કટારીથી, ચીરો છો માતની છાતી;
પીસો કાં હિંદને પગથી, વિદેશી વસ્ત્ર પહેરીને.
જનેતા કાં કરો જાતી, દીયો કાં જીવતી હાટી,
ભલા થઈ ના થશો ઘાતી, વિદેશી વસ્ત્ર પહેરીને.
મુઓ કાં ધર્મને ધુળથી, ઉખેડો વૃક્ષ કાં મૂળથી;
વિંધો કાં ગાયને શૂળથી, વિદેશી વસ્ત્ર પહેરીને.
ચલાવ્યા પેટ ભર જેણે, ધસાવ્યા નાક પણ જેણે;
હણુ શું પોષશો તેને, વિદેશી વસ્ત્ર પહેરીને.
ભૂખે માર્યા હુન્નરીને, તજાવ્યા દેશ લાખોને;
કર્યાં નાગા કરોડો ને, વિદેશી વસ્ત્ર પહેરીને.
કરાવ્યા ઝુંપડા ખાલી, દીધા છે ગામડા બાળી;
સુકાવી ભૂમી હરિયાળી, વિદેશી વસ્ત્ર પહેરીને.
શરીર વેચ્યા વિદેશીને, જીવન વેચ્યા વિદેશીને;
શિરે વેહયા વિદેશીને, વિદેશી વસ્ત્ર પહેરીને.
હકુમત હિંદની ખોઈ, સલામત છે નહીં કોઈ;
ગુલામીમાં રહ્યા મોહી, વિદેશી વસ્ત્ર પહેરીને.
અહોમુજ મા બહુધા ગાણુ, પુછું છું શું થશે પાણ;
મુઠ્યા નાણા અને દાણા, વિદેશી વસ્ત્ર પહેરીને.
દયા માગે દયા માગે, જનેતા જળ ભરી આંખે;
અધોર્દા .ગોકલ ઉંચે, વિદેશી વસ્ત્ર પહેરીને.

રસાતલ જાય છે માતા, અહો મુજ બંધુ તમ બેઠા;
શરીરને ના કરો એઠા, વિદેશી વસ્ત્ર પહેરીને.
અહો સેવક અહો પોષક, અહો શિક્ષક અહો રક્ષક:
યશોના ભાંડુના ભક્ષક, વિદેશી વસ્ત્ર પહેરીને.
તજી ધાવણ જનેતાનું, પીયો કાં પય સુયાણીનું;
કરો કાં ઝેર અમૃતનું, વિદેશી વસ્ત્ર પહેરીને.
નવસ્ત્રા છો પડે ફરવું, નમાયાથી ભલું મરવું;
કહો સૌ કે નથી જીવવું, વિદેશી વસ્ત્ર પહેરીને.
ચહો જો ધર્મની દિક્ષા, ચહો જો દેશની રક્ષા;
મને દ્યો આટલી ભિક્ષા, વિદેશી વસ્ત્ર છોડીને.

( ૧૩ )

## મુક્તિનાં મંડાણ.

આવેછે મુક્તિનાં મંડાણ, ચાલો લેવા અદકી લ્હાણ;
પુર્વ પુન્યનો ઉદય થવાથી, ઉગ્યા મોહન ભાણ:
આર્ય ભુમિની મુક્તિ માટે, સજ્જ કરે એ બાણ.—આજે૦
પારતંત્ર્યને પંક પડી છે, ભારત માત સુજાણ;
વિદેશીઓએ શોષી લીધા, રક્ત રેતનેં પ્રાણ.—આજે૦
હાડ ચામને ચેતન આપે, મોહનનું એંધાણ;
સત્ય આહંસા ચક્ર સુદર્શન, ફરકે હિંદ નિશાન.—આજે૦
ધીરવીર ગંભીર બનીને, લ્યો ઈશ્વરનું નામ;
દેશવીરની જય બોલાવી, સાધી લ્યો શુભકામ.—આજે૦
મોહનની બંસી આ વાગી, "સુણો પસારી કાન;
કાનુનને કચડી પગ હેઠલ, સમજો સ્વરાજ્ય આન.—આજે૦
આજે આવેછે મુક્તિનાં મંડાણ

## મીઠાના મોરચાં.

સરકારની સામે, માંડયા મીઠાના અમે મોરચાં;
પ્રાણ જતાં પણ પાછા ન હઠનાર રે....સરકારની સામે૦

મીઠું બને અમારા દેશમાં,
અંગ્રેજોનો એમાં નહિ અધિકાર રે....સરકાર સામે૦

નીરખી અન્યાય આ સરકારનો,
જાગ્યા ગાંધી ને જાગ્યા સરદાર રે....સરકાર સામે૦

કિંમ્મત મીઠાની એક પાઇની,
ચૌદગણી છે એનાપર જકાત રે....સરકાર સામે૦

આવા અઘટિત કર્યા કાયદા,
લૂંટી લીધી હિન્દ તણી તાકાત રે....સરકાર સામે૦

હાકલ પાડી જગાડયું હિન્દને,
જાગો આર્યો લેશ કરો નહિ વાર રે....સરકાર સામે૦

એપ્રીલ મહિનાની છઠ્ઠી તારીએ,
કરો સત્યાગ્રહ હિન્દમાં હારોહાર રે....સરકાર સામે૦

આવ્યા અંગ્રેજ જ્યારે હિન્દમાં,
આશ્રય આપ્યો રાખી દિલ વિશ્વાસ રે....સરકાર સામે૦

અહિંના ઉપકાર એ ભૂલી ગયા,
ઉલટા લૂંટી માલ કર્યા પાયમાલ રે....સરકાર સામે૦

સમજે નહિં ઘણું સમજાવતાં,
ઉલટા વાળ્યો અણે આડો આંક રે....સરકાર સામે૦

તેથી "ગાંધીજી" ચાલ્યા યુદ્ધમાં,
"શામળીઆં" પ્રભુ આવીને રથ હાંકરેરે. સરકાર સામે૦

દેશાઇ.

છપાય છે  છપાય છે  છપાય છે

# ગાંધીજીના ભાષણો.



તા. ૧૨-૩-૩૦ ના રોજ ગાંધીજી સાબરમતી છોડીને નીકળ્યા ને તા. ૬-૪-૩૦ સુધીમાં રસ્તામાં જ્યાં જ્યાં મહારાજીએ ભાષણો કર્યા છે તે સંપુર્ણ ભાષણનું પુસ્તક લગભગ આનાથી ડબલ મોટા પાના ૩૦૦ થી વધારે પાનાનું પુસ્તક મોટું થશે. છતાં અગાઉથી ગ્રાહક થનારને ફક્ત એક રૂપીયામાં આપવામાં આવશે. તો આજેજ એક રૂપીયો ભરીને નામ નોંધાવો. પાછળથી કોઈ પણ કીંમતે મળશે નહીં ગ્રાહકો પુરતીજ નકલો છપાવવાની છે. ગ્રાહકોના નામ તેમાં છપાશે. આ પુસ્તક દરેક દેશ ભક્તોના ઘરમાં હોવુંજ જોઈએ. આ પુસ્તક વીના એક પણ લાયબ્રેરી ખાલી ન હોવી જોઈએ.

ગાંધીજીના ભાષણો વીશે વધુ લખવુ નકામું છે. આજેજ એક રૂપીયો ભરીને નામ નોંધાવો.

લખો અગર મળો:—

કે. જી. શાહ.

ઠે૦ મગનલાલ કલ્યાણજી પારેખ.

જુની ચાકપીઠ—ભાવનગર.

## જોઇએ છીએ! જોઇએ છીએ!! જોઇએ છીએ!

દરેક ગામમાં ફેરીનું કામ કરનારા માણસો જોઇએ. ટ્રેનની અંદર, ગામડાઓમાં, શહેરોમાં, સભાઓમાં ગાયનોની ચોપડી વેચી શકે તેવા ચાલાક ને હુશીયાર માણસો જોઇએ છીએ.

લખો અગર મલો—

કે. જી. શાહ. ઠે૦ મગનલાલ કલ્યાણજી પારેખ.

જુની શાકપીઠ,–ભાવનગર.

## લેખકોને આમંત્રણ.

તમારા લેખો પૈસા સીરીઝમાં મોકલી આપો પૈસા સીરીઝને એવા લેખકોની જરૂર છે કે જે દેશ સેવા, સમાજ સેવાને લગતી ગઝલો, કવાલીયો, ભજનો, કીરતનો લખી શકતા હોય તેવા દરેક લેખકોએ પોતાની ચીજો લખીને મોકલવી.

લખો અગર મલો—



કે. જી. શાહ.

ઠે૦ મગનલાલ કલ્યાણજી પારેખ,

જુની શાકપીઠ,–ભાવનગર.

જય સ્વદેશ    વંદે માતરમ    જય સ્વરાજ

# દેશ દર્પણ.

અને

# સ્વરાજ મોરલી.

---


સંગ્રહ કરી છપાવનાર —

કેશવલાલ ગોકળદાસ શાહ

ઠે૦ જુની ગાડીપીઠ,

ભાવનગર.


---


આવૃત્તિ ૧ લી     પ્રત ૩૦૦૦

સંવત ૧૯૮૬     સને ૧૯૩૦

કૃષ્ણ પ્રીં. પ્રેસ ખારગેટ ભાવનગર.

# બે બોલ



પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી પૈસા સીરીઝનો બીજો અં
આજે નીકળે છે પહેલો અંક ખરીદીને ભાવનગરની જે પ્રજા
મને મદદ કરી છે તો તેનો જેટલો આભાર માનું એટ
ઓછો છે જો ભાવનગરની પ્રજા આવી રીતેજ અંકો ખરીદ
મને મદદ કરશે તો બનતી ઉતાવળે સારો અને સચિત્ર અં
બહાર પાડીશ ભાવનગરની વેપારી પ્રજાએ મારા તરફ દયા
દ્રષ્ટીએ જોવું ને જાહેરાત મોકલતા રહેવી જનતા સમજી શ
છે કે આ સાહસ મોટું છે વેપારીઓને ગ્રહાકોના સહક
સીવાય મારાથી અગાડી ચાલી ન શકાય ગ્રહાકો પોતાના મિ
મંડળમાં ફેલાવો કરે વેપારીઓ જાહેર ખબર મોકલે આટ
વિનતિ જો ભાવનગરની પ્રજા ધ્યાનમાં લ્યે તો ભાવનગર
પ્રજાની સેવા કરવાની જે મારી ભાવના છે તે ફળીભૂત થ
ભાવનગરની પાસે વધારે નહિ તો દર અઠવાડીએ એક પૈસા
માગણી છે ને આશા રાખું છું કે ભાવનગરની પ્રજા મા
માગણી સ્વીકારશે. તા ૧૨-૪-૩૮ શનીવાર ભાવનગર.

લી૦ તમારો તાબેદાર સેવક.
કેશરલાલ ગોકળદાસ શાહ.
ઠે૦ જુની શાકપીઠ નળ પાસે—ભાવનગ

(રાગ પશુમાં પડી એક તકરાર.)

માશ્લી ૧

ભલેને કીધા ગીરફતાર, અમારા બહાદુરો સરદાર;
જેલ અમારે મેલ જ માની, કરવું દેશનું કાજ;
દુષ્કૃત્યોથી છે ડરવાનું, આમા શાની લાજ.—ભલે૦
રગેરગમાં દેશ સેવાનું, વ્યાપ્યુ છે અમજોર;
દેશતણા હીતને માટે, કરીએ જેલ કલોલ.—ભલે૦
સૌરાષ્ટ્ર તણા સિંહને, આજે પુર્યો પીંજર માય;
અઢી વરસની જેલ આપી, સપડાવ્યા સરદાર.—ભલે૦
વીરમગામના સ્ટેશન ઉપર, કોઠારી પકડાય;
રવીવારે કેશ ચલાવી, સજા તેને થાય.—ભલે૦
ગોપાળદાશ દરબાર કહેવાય, કાઠીયાવાડનું નુર;
બોરસદે સજા કરી છે, બે વરસ ભરપુર.—ભલે૦
રામદાસ ગાંધી કહેવાય, મોહનદાસનો બાળ;
બ્રીટિશે જકડી લીધો, જરી ન કીધી વાર.—ભલે૦
ભરૂચ શહેરનો બહાદુર બંકો, ચંદુલાલ સરદાર;
સરકારે તેને જેલ પુર્યા છે, જરી ખોટી ન થાય.—ભલે૦
અમદાવાદનાં કંઈ ગયા છે, બહાદુર તે કહેવાય;
જુલમીનો અન્યાય દેખી, દીલમાં કાંય થાય.—ભલે૦
નરીમાને સાથે લીધા, મુંબઈની સરકાર;
એક માસની સજા આપીને, સરકાર ખુશી થાય.
જમનાલાલ બજાજને પુરી, નોકરશાહી હરખાય;
બે વરસની જેલ આપી, પુર્યા પીંજરમાંય.

પંજાબ તો ખળભળી ઉઠયું, બંગાળ પાડે બુમ;
પકડો પકડો એમ કહે છે, બહાદુર રજપુત.—ભલે
ગુજરાતે ગૌરવ રાખ્યું, કાઠીયાવાડ ભરપુર,
દેશતણી હાકલ સુણી, કરવા મારો કુચ.—ભલે
બેલગામના સત્યાગ્રહી, દેશપાંડે કહેવાય,
સરકારે તો જકડી લીધા, છુટા કેમ રહેવાય.—ભલે
મુંબઇએ તો મહારંગ રાખ્યો, અમદાવાદ ભરપુર,
સુરત તો એમ કહે છે, દીયો સ્વરાજના સુક્ષ—ભલે
જેલખાનામાં કંઈ જકડાયે, નાના મોટા બાળ.
દેસ સેવાની લગની લાગી, દેશ દર્પણમાં હાલ.—ભલે
હાકલ સુણીને હિંદમાતાની, સૌ થજો તૈયાર,
હાથ જોડીને કેશવ કહેછે, જરી કરોની વાર.—ભલે

---

## જોઈએ છીએ.

પૈસા સીરીજમાં દેશસેવા સમાજ સેવાને લગતી ગઝલો, ક્વાલીયો, ભજનો, કીર્તનો. લખી શકે તેવા સેવા ભાવી લેખકો જોઈએ છીએ. લખો અગર મળોઃ—

કે. જી. શાહ.

ઠે૦ મગનલાલ કલ્યાણજી પારેખ
જુની શાકપીઠ નળ પાસે–ભાવનગર.

## આરતી બીજી

## વિદેશી કપડાનો બહિષ્કાર.

બાળી નાખોરે બાળી નાખો તમે વિદેશી કપડા બાળી નાખો.
જેને હાડ ચામની ખેળ ચડે, તેને હિંદુ મુસલમાન કેમ અડે.
જરા દેશનું ગૌરવ તો રાખો, તમે વિદેશી કપડા બાળી નાખો,
હિંદ તમારો દુઃખી છે, આર્ય મહિલાઓ ભુખી છે,
સમજુ છો દીલમા કાંઈ સમજો........તમે૦
દેશબંધુ જેલ પુરાયે છે, તો એ જાગીને નહિ જોવાયે છે,
વિદેશીનો મોહ ન છોડાયે છે........તમે૦
ખાદી શરીરે તમે ધારો, પરદેશીનો ઠાઠ તો બાલો,
હળીમળીને સૌ ચાલો........તમે૦
તમે ભરો પરદેશીની ઝોળી, હિંદના હૈયામાં સળગે હોળી,
અલાથી ના થશો વેરી........તમે૦
દેશનેતા તો પકડાયે છે, દેશ સેવક જેલ પુરાયે છે,
જુલમીનો જુલમ થાયે છે........તમે૦
કેશવની આતો અરજી છે, તમારી કેવી મરજી છે,
દુશ્મન માથે રહ્યા ગરજી છે........તમે૦
પરદેશીયો ફાવી જતા, દેશીયો બીચારા અથડાતાં,
તમે દેશના દુશમન ન થાતા........તમે૦
દેશપર જુલમ થાયે છે, સેવકોને જેલ પુરાયે છે,
છતા જાગીને ન જોવાયે છે........તમે૦

## મોરલી ૩ જી.

### રાગ—ગઝલ.

લડાઈ આજ ચાલુ છે સ્વદેશીને વીદેશીની;
ફતેહ સ્વદેશીની કરશો તમારા દેશને માટે.—લડાઈ૦
અરે હિંદુ મુસલમાનો અગર હો પારસી જૈનો,
ઉઠોને એક સૌ સાથે તમારા દેશને માટે.—લડાઈ૦
અહિંસા દીલમાં ધરજો હિંસાનો ત્યાગ તો કરજો,
સ્વદેશી વસ્તુ વાપરજો તમારા દેશને માટે—લડાઈ૦
નોકરશાહી જુલમી આજે નેતાઓ જેલ બિરાજે,
પરદેશી વસ્ત્ર ન છાજે તમારા દેશને માટે.—લડાઈ૦
નીમકનો કાયદો તોડો સભાથી પ્રીતી તો જોડો,
દયા તો દીલમાં રાખો તમારા દેશને માટે.—લડાઈ૦
જરી વિચાર તો કરજો પ્રભુએ જ્ઞાન તો આપ્યું,
તજોને વસ્ત્ર વીદેશી તમારા દેશને માટે.—લડાઈ૦

---

## મોરલી ૪ થી.
## હિન્દની આબાદી.

રાગ—ગઝલ.

અરે! સંતાન ભારતના હવે તો વાપરો ખાદી!
ત્હમે પ્હેરો હવે ખાદી! થશે આ હિન્દ આબાદી.
વિદેશી વસ્ત્ર ના પ્હેરો થતી આ હિન્દ બરબાદી,
પહેરી શુદ્ધ સૌ ખાદી! કરોને હિન્દ આબાદી.
ભલે જાડી બને ખાદી! છતાં છે દેશનું કપડું;
રહે છે દેશમાં નાણું થશે આ હિન્દ આબાદી
ઘણાં સુંદર અને ઝીણાં વિદેશી આંખ ઠારે છે,
ત્યજી એ માલ પરદેશી કરોને હિન્દ આબાદી.
વણેલી શાળ પર ખાદી! ત્હમારે અંગ ધારોને,
પહેરો શુદ્ધ જો ખાદી! થશે આ હિન્દ આબાદી.
વસ્યો સત્યાગ્રહાશ્રમમાં પુકારે નાદ ખાદીનો;
ધરી કોઇ, ત્હમે કાને કરોને હિન્દ આબાદી
ઘણી સસ્તી ઘણી ટકતી કરે છે ધર્મની રક્ષા;
કહ્યું બાપુ તણું માનો થશે આ હિન્દ આબાદી.
બધે ખાદી! બધે ખાદી! જગાવો દેશમાં ખાદી!
બનાવી દેશને ઉજળો કરોને હિન્દ આબાદી.
ત્હમે અંગે ધરી ખાદી! બધાંને બોધ સારો દ્યો,
પહેરે જો બધા ખાદી! થશે આ હિન્દ આબાદી.
કરો નિશ્ચય હૃદયમાંહી, શ્રદ્ધા શુરા પ્રતિજ્ઞા એ,
અડગ થઇ પ્હેરવી ખાદી! કરોને હિન્દ આબાદી.

## દેશ દર્પણ.

રવીવાર તા ૬-૪-૩૦ ના દિવસે શરૂ થયેલા નીમકના કાયદાની સવીનય ભંગમાં હમણાં સુધી લેવાયેલા ભોગ નીચે પ્રમાણે.

૧ રામદાસ મોહનદાસ ગાંધી બારડોલી છ માસની સખત કેદ
૨ કેશવભાઈ ગણેશજી પટેલ. ,,
૩ ચીમનભાઈ પટેલ. ,,
૪ ભીમભાઇ વશી. ,,
૫ મણીલાલ વલભજી કોઠારી વીરમગામ સજા સાડાસાત માસ
૬ દરબાર શ્રી ગોપાલદાસ અંબાયદાસ બોરસદ.
બે વરસની સખત કેદ ને રૂ. ૫૦૦ નો દંડ ન ભરે તો દોઢ માસ વધુ.
૭ ગોપાળદાસ તળાટી બોરસદ. સજા ઉપર મુજબ
૮ શ્રી૦ રાઘવજીભાઈ બોરસદ સજા ઉપર મુજબ.
૯ અમરતલાલ દલપતરામ શેઠ ધોળેરા અઢી વરસની આસન કેદ.
૧૦ ડૉ. નાયક આંટ પકડાયા.
૧૧ પ્રો૦ ડીકાભાઇ દેશાઈ આંટએક વરસની સખત કેદ
૧૨ ડૉ. ચંદુલાલ ભરૂચ એક વરસ કેદ.
આશાભાઈ સુકામ રાસ. બે વરસ સખત કેદ ને રૂ ૫૦૦ દંડ

૧૪ મી૦ રવીશંકર સુકામ લાલ ગુરદા પકડાયા.
૧૫ મી૦ તાપીશંકર. ” ”
૧૬ મી૦ જગશંકર હરીલાલ ” ”
૧૭ શેઠ જમનાલાલ બજાજ વીરલેપારલે. બે વરસની સખત
કેદને રૂ ૩૦૦ નો દંડ ન ભરે તો ૬ અઠવાડીયા વધુ.
૧૮ કીશોરીલાલ મશરૂવાળા સજા ઉપર પ્રમાણે.
૧૯ ગોકળદાસ ભટ સજા ઉપર પ્રમાણે.
૨૦ ખુરશેદ નરીમાન મુંબઇ સજા એક માસ સાદી કેદ.
૨૧ અલી બહાદુરખાન મુંબઇ સજા એક માસ સાદી કેદ.
૨૨ શ્રી લખમીકાંન્ત પ્રમાણિક મહિષ બાથન પકડાયા.
૨૩ શ્રી રામચંદરસીંગ દારગા સુકામ મહિષ બાથન પકડાયા.
૨૪ શ્રી અરજુનલાલ ભોગીલાલ લાલા વીરમગામ છ માસ
આસન કેદ રૂ. ૫૦૦ દંડ અથવા છ અઠવાડીયાની વધુ કેદ
૨૫ પુલચંદભાઈ કસ્તુરભાઇ વીરમગામ છ માસ સખત કેદ
૫૦ દંડ અથવા બે અઠવાડીઆની વધુ સજા.
૨૬ ગંગાધરરાવ દેશપાંડે બેલગામ એક માસ આસન કેદ.
૨૭ નારાયણરાવ જોશી વકીલ ” પકડયા
૨૮ જીવનરામ વેપારી ” ”
૨૯ મી૦ દબડે ” ”
વીગેરેની ધરપકડો ચાલુ છે.

---

પ્રીતે તમારાં પ્રેમના અહીં આદર્યા પૂજન અમે—૨

આ ગયા પંજાબકા દિન હિંદવાસી જાગજો,
આ ગયા દુઃખ દર્દકા દિન દેશ પ્રેમી જાગજો;
હિંદીઓ શુરા અરે પંજાબને સંભારજો,
કતલ ચડાવી ડાયરે એ વાત દિલમાં ધારજો;
લોહી રેડાયા ખરે નિર્દોષ પંજાબી તણા,
લાજ સતીઓની લુંટાણી ના રહી એમા મણા;
પેટ ચલાવ્યા કેદ કીધા કંઇક પંજાબી હીરા,
ગોળીથી જલીયાનવાળા બાગમા માર્યા વીરા;
તીર્થ ભૂમી એ અમારી હિંદુને મુસ્લીમની,
પુજશુ માથે ચડાવી રાખ એ નિર્દોષની;
હિંદનું અપમાન પુરૂ હા થયુ પંજાબમાં,
દેશની મર્દાનગી લુંટાઇ ગઇ પંજાબમાં;
દેશનું ગૌરવ અને કીર્તિ ફરીને સ્થાપવા,
શાન્તી રાખો સંપ રાખો નાની મોટી ન્યાતમાં;
ગાંધીની આજ્ઞા ચડાવો મસ્તકે સૌ પ્રેમથી,
મારવાની વાત છોડો ખાદી ધારો સ્નેહથી;
દેશ દ્રોહી ના બનો, પરદેશી વસ્ત્રો પહેરીને,
દેશના પ્રેમી બનો; ખાદી શરીરે ધારીને;
દેશની બરબાદી છે વસ્ત્ર પરદેશી થકી,
દેશની આબાદી વધશે રેંટીયા ખાદી થકી;
ખાદી પહેરો ખાદી પહેરો ખાદીની માળા જપો,
રેંટીયા ઘર ઘર ચલાવો. ખાદીની માળા ભજો

## ગઝલ

અન્યા ગાંધી ગુરૂજી ના, અમે સત્યાગ્રહી ચેલા,
અમારી ટેક જાળવવા, મરી જાવા થયા ઘેલા.
દીધો છે મંત્ર ગાંધીએ, સહીને જીવવું મરવું,
સહીને દુઃખથી તરવું, ન દુઃખોથી કદી ડરવું.
નથી કંઇ દ્વેષ અંતરમાં, નથી ઘા મારવો સામો,
સહીને જીતવાનો છે, અમારો ન્યાયનો દાવો.
ન કરવુ હાંજી હા કદીએ, વસ્યું જો અંતરે બીજું,
ભલે શિર જાય તોયે શું ? અમારે સત્ય તે કહેવું.
ભલે જીંજીરથી જકડે, વતન છો ખાલસા મુકે,
જુલમ અપમાનની ઝડીયો, ભલે અમ શિરપરે વરસે.
અમે ના દાસ લક્ષ્મીના, અમારી દાસી એ રહેશે,
અમારા માનને માટે, ખુવારી છો બધી થાશે
તપાવે યા ડુબાવે કે, અમોને ભઠીમાં બાળે,
અમારે જીવવું મરવું, હવે ગાંધીજીના હાથે.
ગુરૂ સેનાપતિ ગાંધી, અમારો સત્યનો કિલ્લો,
અટળ શ્રદ્ધા અમારી છે, તુટે ના તોપથી તુટયો.
જગતમાં આસુરી શસ્ત્રો, થશે જુઠાં પડી હેઠા,
છુટયાં જ્યાં સત્યના બાણો, અમારા રામનાં છોડયા.
ધરા આખી ધ્રુજી જાશે, સુણી સત્યાગ્રહી ટંકાર,
ઉતરશે દેવ સ્વર્ગેથી, લઇને હાથમાં જયમાળ.

( એ ઉપકાર ગણી ઇશ્વરનો, હરખ હવે તું હીંદુસ્તાન. )

### દોહરો.

ગુરૂદિક્ષા ગાંધીજીએ, મંત્રથી દીધી મહાન;
અસહકાર આરાધીને, હરખ તું હિન્દુસ્તાન.

### સવૈયા.

ગુરૂદિક્ષા દે છે ગાંધીજી, અસહકાર મંત્રથી આજ,
અસહકાર સમાન અત્યુતમ; અવર ન દીસે કોઇ ઇલાજ;
અસહકાર અતિ ઉતમ છે, મંત્ર ગાંધીજી તણો મહાન,
એ ઉપકાર ગણી ઇશ્વરનો, હરખ હવે તું હિન્દુસ્તાન.
અસહકાર અસરકારક છે, ઔષધી ગાંધી તણી અપાર,
રગરગમાં નૃહિ રોગ રહેને, કાયા માંહિ થશેજ કરાર;
કંચન સરખી બનશે કાયા, વળશે હિન્દી જનના વાન,
એ ઉપકાર ગણી ઇશ્વરનો, હરખ હવે તું હિન્દુસ્તાન.
અસહકાર નથી અર્વાચીન, પ્રાચીન કાળથી દિસે પ્રસિદ્ધ,
અસહકાર અન્યાયની સામે, સિદ્ધ જનોએ કીધો સિદ્ધ;
સાબરમતીના સુરા સતે, સ્નેહે પકડી લીધું સુકાન,
એ ઉપકાર ગણી ઇશ્વરનો, હરખ હવે તું હિન્દુસ્તાન.
મીટાવવા મુડીવાદી માનસ, કિસાનના કાપવા કર ક્રૂર,
કાયરતા કાયરની કાઢવા, સમાવવા શ્રમજીવીનાં શુળ;
અંત આણવા અત્યાચારનો, જંગ જગાવે વૃદ્ધ જુવાન
એ ઉપકાર ગણી ઇશ્વરનો, હરખ હવે તું હિન્દુસ્તાન

દયાશંકર વ. કવી.

## મીઠાના મોરચાં.

સરકારની સામે; માંડયાં મીઠાના અમે મોરચાં;
પ્રાણ જતાં પણ પાછા ન હઠનાર રે...સરકારની સામે૦

મીઠું બને અમારા દેશમાં,
અંગ્રેજોનો એમાં નહિ અધિકાર રે....સરકાર સામે૦

નીરખી અન્યાય આ સરકારનો,
જાગ્યા ગાંધી ને જાગ્યા સરદાર રે....સરકાર સામે૦

કિંમત મીઠાની એક પાઈની,
ચૌદગણી છે એનાપર જકાત રે....સરકાર સામે૦

આવા અઘટિત કર્યાં કાયદા,
લુંટી લીધી હિન્દ તણી તાકાત રે....સરકાર સામે૦

હાકલ પાડી જગાડયું હિન્દને,
જાગો આર્યો લેશ કરો નહિ વાર રે....સરકાર સામે૦

એપ્રીલ મહિનાની છઠ્ઠી તારીખે,
કર્યો સત્યાગ્રહ હિન્દમાં ઠારોઠાર રે....સરકાર સામે૦

આવ્યા અંગ્રેજ જ્યારે હિન્દમાં,
આશ્રય આપ્યો રાખી દિલ વિશાળ રે....સરકાર સામે૦

અહિંના ઉપકાર એ ભૂલી ગયા,
ઉલટા લૂંટી માલ કર્યાં પાયમાલ રે....સરકાર સામે૦

સમજે નહિં સહુ સમજાવતાં,
ઉલટો વાળ્યો એણે આડો આંક રે....સરકાર સામે૦

તેથી "ગાંધીજી" ચાલ્યા યુદ્ધમાં,
"શામળીઆ" પ્રભુ આવીને રથ હાંકરે....સરકાર૦

છપાય છે, છપાય છે છપાય.

# ગાંધીજીના ભાષણો

તા. ૧૨-૩-૩૦ ના રોજ ગાંધીજી સાબરમતી છોડીને નીકળ્યા ને તા. ૬-૪-૩૦ સુધીમાં રસ્તામાં જ્યાં જ્યાં મહા મહાત્માજીએ ભાષણો કર્યાં છે તે સંપુર્ણ ભાષણનું પુસ્તક લગભગ આનાથી ડબલ મોટા પાના ૩૦૦ થી વધારે પાનાનું પુસ્તક મોટું થશે. છતાં અગાઉથી ગ્રાહક થનારને ફક્ત એક, રૂપીયામાં આપવામાં આવશે. તો આજેજ એક રૂપીયો ભરીને નામ નોંધાવો. પાછળથી કોઈ પણ કીમતે મળશે નહીં ગ્રાહકો પુરતીજ નકલો છપાવવાની છે. ગ્રાહકોના નામ તેમાં છપાશે. આ પુસ્તક દરેક દેશ ભક્તોના ઘરમાં હોવુંજ જોઇએ. આ પુસ્તક વીના એક પણ લાયબ્રેરી ખાલી ન હોવી જોઈએ.

ગાંધીજીના ભાષણો વીશે વધુ લખવુ નકામું છે. આજેજ એક રૂપીયો ભરીને નામ નોંધાવો.

લખો અગર મળોઃ—

કે. જી. શાહ.

ઠે૦ મગનલાલ કલ્યાણજી પારેખ.

જુની શાકપીઠ— ભાવનગર.

જય સ્વદેશ વંદે માતરમ જય સ્વરાજ

# દેશ દર્શન.

અને

# સ્વરાજ વીણા.

સંગ્રહ કરી છપાવનાર—


કેશવલાલ ગોકળદાસ ગાઉ

ઠે૦ જુની શાકપીઠ,

ભાવનગર.



આવૃત્તિ ૧ લી — પ્રત ૩૦૦૦

સંવત ૧૯૮૬ — સને ૧૯૩૦

કૃષ્ણ પ્રીંટીંગ પ્રેસ ખારગેટ ભાવનગર.

# મારી વિનંતી.

પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી પૈસા સીરીઝનો ૩ જો અંક આજે નીકળે છે. તેનું માન ભાવનગરની પ્રજાને છે. જો ભાવનગરની પ્રજાએ મારા સાહસને માન ન આપ્યું હોત તો આજે હું ૩ જો અંક બહાર પાડી શકત કે કેમ તે મોટો સવાલ હતો પણ ભાવનગરની પ્રજાએ જે કરવું જોઇએ તે કરવામાં હજી પણ કચાસ રાખી છે ને તેના માટે આજે મારે વિનંતી કરવી પડે છે કે, જો ભાવનગરની પ્રજાને પૈસા સીરીઝો ગમતી હોય, તેની ઇચ્છા હોય કે આવી સીરીઝો નીકળે તો સારી તો મહેરબાની કરીને ભાવનગરની પ્રજા તેને પોતાના મિત્ર મંડળમાં, સગા સ્નેહીમાં તેનો ફેલાવો કરે ભાવનગરની પ્રજાના સહકાર સીવાય મારાથી કાંઇ બને એમ નથી. લેખકોએ પોતાની ગઝલો, કવાલીયો જેમ બને તેમ લખી મોકલવી. વેપારીયોને દરેક અંકમાં વિનંતી કરી આવ્યો છું તેમ આ અંકમાં પણ વિનંતી કરૂં છું કે તેઓ પોતાની જાહેરાત મોકલાવીને મને મદદ કરે, હું દુકાને દુકાને ફરીને જાહેરાત માગી શકુ તેમ નથી પણ જે વેપારીઓ, સીનેમા સ્ટેજ પેપરોમાં જાહેરાતો છપાવે છે તેવા વેપારીઓ જો આ તરફ નજર કરે તો સ્વાર્થ સાથે પરમાર્થ છે. એક પાનાની જાહેરાતના ચાર રૂપીઆ લેવામાં આવે છે.

તો આશા છે કે તેઓ મને જરૂર જાહેરાત મોકલાવીને મદદ કરશે વેપારીઓની જાહેરાતો મળશે તેમ ચોપડીના પાના વધશે ને એટલો લાભ તમને ને પ્રજાને થશે. તો તમે મને કાગળ લખશો એટલે આવીને તમારી જાહેર ખબર લઈ જઇશ. આશા છે કે આ વિનંતીનો જવાબ ભાવનગરની વેપારી પ્રજા આશામાં આપશે. તા. ૧૮-૪-૩૦ શુક્રવાર.

લી० તમારો તાબેદાર સેવક,
**શાહ કેશવલાલ ગોકળદાસ.**
જુની સાકપીઠ-ભાવનગર.

---

## કુવચનના કુહાડા.

**લેખકઃ-હરિસિંહ રામસિંહ વૈદ્ય—ભાવનગર.**

( રાગ—ગઝલ )

અરે ભાઇ ! હૃદયમાંહી, ભલે ખંજર ઘુસાવી દે;
પરંતુ કુવચનના ઘા, કદી ના મારજે ભાઈ;
અરે શસ્ત્રોતણા જખમો, ખરે કોદી રૂઝાવાના;
પરંતુ કુવચનના ઘા, કદીના રૂઝશે ભાઈ;
કુ શબ્દોના પ્રહારોએ, હૃદયમાંહી સતાવે છે;
અહા. ? તેવા કુહાડાઓ, કદી ના મારજે ભાઇ;
કુ વાક્યોના એ બાણોથી, હૃદય હમેશ ખટકે છે;
"હરિસિંહ" કે કુશબ્દોના, કુહાડા ન મારજે ભાઈ;

## વીણા ૧ લી.

(રાગ જંગ માંડયો મહાત્મા ગાંધીએરે.)

કરી ગાંધીજીએ વીર ગર્જનારે
કર્યો પુનીત ભારત પડકાર
સહુ ચાલો સત્યાગ્રહ જંગમાંરે
માંડયા સલ્તનત સામે મોરચારે
મેળવવા પુર્ણ સ્વરાજ...સહુ ચાલો.
તારીખ બારમીએ મહાત્માનિસર્યારે
સત્યાગ્રહ સમરસને કાજ....સહુ ચાલો.
શુરા સૈનિકો છે જેના સાથમારે
મહારથીઓ બન્યા બલીદાન....સહુ ચાલો.
વીર હાક પડી છે વિશ્વમારે
નવજુવાનો પડોને મેદાન....સહુ ચાલો.
કમર કસી કેસરીઆ પહેરજોરે
ભારત માતાના તોડવા બંધ....સહુ ચાલો.
શુરવીરો ચાલો રણવાટમારે
ભરો આગળ ડગલું આજ....સહુ ચાલો.
દેશ કાજે બલીદાન આપવારે
કરો કાયા તમે કુરબાન....સહુ ચાલો.
મરી સંગ્રામે સ્વર્ગને મેળવારે
તમો છોડી જીવનની આશ....સહુ ચાલો.

હરિસિંહ રામસિંહ વૈદ્ય—ભાવનગર

## વીણા ૨ ૭

(રાગ ગઝલ)

બનો શુરા તણા સંતાન તમારા હિંદના કાજે
બનો શુરવીર સંગ્રામે તમારા હિંદના કાજે....બનો

કરો ચાહોમ સંગ્રામે દીપાવા માતની કુંખને
જરા પાછા નહિ હઠશો તમારા હિંદના કાજે....બનો

હતી જે દેશની ચડતી સદા આનંદ ને મસ્તી
લાવો તે તમે પાછી તમારા હિંદના કાજે....બનો

ગયા શુરા સૌ ચાલી રહી કીર્તી અમર તેની
બનો શુરા સૌ હિંદી તમારા હિંદના કાજે....બનો

છોડો ગુલામીનાં ધંધા થજો આજાદના બંદા
બનો સૌ મરદ દુનિયામાં તમારા હિંદના કાજે....બનો

કહે છે લાલ પોકારી તે સદા સૌ સ્નેહથી રહેજો
ખુલ્લા છે રાજના દ્વારો તમારા હિંદના કાજે....બનો

---

## વીણા ૩ ૭ બાપુનો સંઘ.

મારા બાપુનો સંઘ, મારા બાપુનો સંઘ,
ચાલ્યો સ્વરાજ ઘેર આણવા;
અમે માંડયો છે જંગ, અમે માંડયો છે જંગ,
શાન્તીનાં રણરંગ માણવા.—મારા૦
બોલ દરિયાની રાણી, બોલ દરીયાની રાણી,
સ્વરાજ ક્યાં સંતાડીયું;
સાંભળ હિંદ વાણી, સાંભળ હિંદ વાણી,
દરીયામાં રાજ તારૂં રાખીયું.—મારા૦
ડોળ્યા દરીયાના નીર, ડોળ્યા દરીયાના નીર,
ડોળી ડોળી અમે થાકીયા;
બાપુ ચાખે લગીર, બાપુ ચાખે લગીર,
સ્વરાજના સ્વાદ ચાખીયા.—મારા
ચાલો ચાલો ત્રીશ ક્રોડ, ચાલો ચાલો ત્રીશ ક્રોડ,
મીઠો સ્વરાજ રસ ચાખવા;
ચાલો હિંદ મુસલમાન, ચાલો હિંદ મુસલમાન,
મીઠું તમારૂં બતાવવા—મારા૦

જુગતરામ દવે.

---

**ગુલામીની રાત ને સ્વરાજનું વહાણું,**
**સપરમે દહાડે સબરસ સબરસ.**

### વીણા ૪ થી. ( ગઝલ )

અમે તો હિન્દના યુવક, લડીશું હિન્દના માટે,
અમેતો હિન્દના બાળક, લડીશું માતને માટે;
નથી ડરતા નથી ફરતા, અમે તો જાનની પરવા,
અમોને ડર નથી કોનો, અમે જન્મ્યા છીએ મરવા.
અમે આ યજ્ઞ આરંભ્યો, ગીતાના મંત્રને ગાઈશું,
અમારા ગાંધીજી હોતા, બલીદાનો અમે થઈશું;
મહાભારત મચાવીશું, અમારા હીંદને કાજે,
સમર્પણ દેહ તો કરશું, અમારા ધર્મ ને કાજે.
અમે બદલો નથી ચાહતા, બનીશું ભોગ સહુ માટે,
અમે તો જેલના સોખી, અમારો સોખ ન્યારો છે,
અમે તો કર્મયોગીયો, નથી ફળની કશી પરવા,'
તૃષા તો માતૃ સેવાની, અમે તઇયાર રહો ચડવા.

---

## વીણા ૫ મી.

( રાગ સારંગ-શ્રી પરણીના એક કાવ્ય ઉપરથી. )

પ્રભુજીનો કાગળ આવ્યો છે, કોઇ દીવ્ય પુરૂષે લઈ આવ્યોછે
કહેછે તું વાપરજે ખાદી, એમાં છે તારી આબાદી;
તે હોય ભલે ઝીણી જાડી,....................પ્રભુજીનો.
તેં વસ્ત્ર વિદેશી બહુ પેર્યા, તે નાણા પણ પુષ્કળ વેર્યા,
તે નાણાએ તમને ઘેર્યા,....................પ્રભુજીનો.
તું સમજુ થઇને શા માટે, આ દેશ તણી દોલત દાટે,
તે જોઇ હવે તો દીલ ફાટે,....................પ્રભુજીનો.
લાખો નર આજે જાગ્યા છે, ને મોજ શોખને ત્યાગ્યા છે,
પરદેશી ડરવા લાગ્યા છે,....................પ્રભુજીનો.
આ દીવ્ય સંદેશો મારો છે, અંતે તો વિજય તમારો છે.
પણ સ્યામ કસોટી વારો છે,....................પ્રભુજીનો.

દેશાઇ.

---

## વીણા ૪ થી દેશના સિપાઇ.

અમે સૌ નાનકડા સિપાઇ,
અમારા દેશના આ ભાંઈ.
સૌ માણસની સેવા કરશું, ભેળા થઇને ભાઇ,
રાજી થાશુ રોજે રોજ અમે, દેશના ગીતો ગાઈ.-અમે.
ધમધમ કરીશું ધરતી પગલે, બીક ન રાખશું કાંઇ.-અમે.
દેશ અમારો અમે આ દેશના, સુંદર કેવી સગાઇ-અમે.

## " જન્મના ગુલામોને "

અય ! જન્મના ગુલામો ! જંજીરમાં શું રાચો ?
પાવો ગુલામી વાગે, સુણી નાદ શાને નાચો—અય !
ઉઠો સહુ જુવાનો ! મજદુર એક ઉઠો;
જગ આખું છે તમારૂં, ઇતિહાસ અન્ય જુઠો—અય !
ભઠ્ઠી ધખે સીતમની, નિજ ખુનથી બુઝાવો;
મર્દોનો જંગ ખેલી, જાલીમને નમાવો—અય !
ઉઠો ગુલામ ભાઇ ! ઉઠો ગરીબી છોડો;
પરરાજ્ય કેરી બેડી, ધનિકોની જાળ તોડો—અય !
ખંડેર જીર્ણ તુટે, પ્રગટે નવો જમાનો;
દુનિયા બધી ફરી ગઇ, પયગામ દેવી આવ્યો—અય !
બસ ! એકવાર છેલ્લો, સત્યાગ્રહ આજ બાંધો;
પછી લ્હેરથી રહેજો, દીન છે બધો તમારો—અય !

---

# દેશ દર્શન.

| | | |
|---|---|---|
| શ્રી મહેરઅલી | મુંબઈ | ૪ માસ સાદી કેદ |
| શ્રી આબીદઅલી | ,, | ૬ માસ ,, |
| શ્રી સાદીક | ,, | ૨ માસ ,, |
| શ્રી સુરેશચંદ્ર બેનરજી | કલકત્તા | રા વરસ સખત |
| શ્રી બહેરામ મહેતા | સુરત | એક વરસ સખત |
| શ્રી રાજા | મુંબઈ | છ માસ સખત કેદ |
| શ્રી ડૉ૦ નાયક | જલાલપુર | એક વરસ સખત કેદ |
| શ્રી સારાભાઇ | અમદાવાદ | બે મહિના સાદી કેદ |
| શ્રી ડૉ૦ હરીપ્રસાદ | ,, | ત્રણ માસ સાદી કેદ |
| શ્રી રોહીત મહેતા | ,, | ,, ,, |
| શ્રી પ્રો. ચંદુલાલ | ,, | બે મહિના સાદી કેદ |
| શ્રી ફુલચંદ શાહ | નડીયાદ | બે વરસ સખત કેદ |
| શ્રી રવીશંકર વ્યાસ | ,, | ,, ,, |
| શ્રી છોટાલાલ વ્યાસ | ,, | ,, ,, |
| શ્રી નારાયણસિંહ | ,, | એક વરસ સાદી કેદ |
| શ્રી છત્રસિંહ બાપુસિંહ | દંતરાઇ | એક માસ કેદ |
| શ્રી ધર્મસિંહ | ,, | બે માસ કેદ |
| શ્રી બનવારીલાલ | લખનૌવ | એક વરસ સખત કેદ |
| શ્રી ગંગાસાહેબ ચાળે | કાનપુર | છ માસ સખત કેદ |
| શ્રી મણીભાઇ | મુંબઈ | એક વરસ સાદી કેદ |

# દમનનીતિનો દોર.

| | | |
|---|---|---|
| શ્રી નરસિંભાઇ | અમદાવાદ | છ માસ સખત કેદ |
| શ્રી ભીખાભાઇ | ” | નવ માસ સખ્ત કેદ |
| શ્રી ડાયાભાઇ મનોરદાસ પટેલ | ધોળકા | બે વરસ સાદી કેદ |
| શ્રી હીરાભાઇ નરશીભાઇ | ” | એક વરસ સખત કેદ |
| શ્રી નાથાભાઇ અકાભાઇ | ” | છ માસ સખત કેદ |
| શ્રી ભીખાભાઇ ઈશ્વરભાઇ | ” | ” ” |
| શ્રી ગોવિંદભાઇ સોમનાથ | ” | ” ” |
| શ્રી આતમપ્રસાદ | બનારસ | ” |
| શ્રી દેવીદાસ ગાંધી | દીલ્હીમાં | પકડાયા |
| શ્રી દેશબંધુ ગુપ્તા | ” | ” |
| શ્રી લાલા શંકરલાલ | ” | ” |
| શ્રી એફ. એચ. અનસારી | ” | ” |
| શ્રી મીસીસ સત્યવતી દેવી. | ” | ” |
| શ્રી મીસીસ પારવતી | ” | ” |
| શ્રી સેનગુપ્તા | કલકત્તા | છ માસની સખ્ત કેદ. |
| શ્રી જવાહીરલાલ નેહરૂ | અલહાબાદ | છ માસ સાદી કેદ |
| શ્રી બળવંતરાય ગોપાળજી | ધોળેરા | બે વરસની સાદી કેદ |
| શ્રી હરીહર શાસ્ત્રી | કાનપુર | પકડાયા |
| શ્રી ભગવાનદાસ | અમદાવાદ | સવા વરસ સખ્ત |

ધડ પકડોને સજાઓ ચાલુ

## વીણા ૮ મી.

# સને ૧૯૩૫ ની ભવીષ્ય વાણી.

### પરદેશી મનુષ્ય નિચે મુજબ પોકાર કરશે.

( આ દુનીયામા કેમ રહેવાશે ભઇ જ્યારે દેવની રજા થઇ-એ રાગ

હિંદમાં કેમ રહેવાશે ભઇ, હવે પ્રજા કોપીગઇ,
મુખી પટેલ તો રાજીનામા આપશે, હિંદુસ્તાનની મઇ-હિંદમાં
ચારે ખુણામાં આગ લાગશે, ક્યારે બુજાશે ભઇ,
સલામ અમોને કોઇ ન આપશે, હિંદુસ્તાનની મઇ-હિંદમાં
સીધા સામાનના વાંધાપડશે, વાતજ વંઠશે અંઇ,
દેવ તુલ્ય અમને માનતા હુતા, હિંદુસ્તાનની મઇ-હિંદમાં
હાર તોરાને ફુલના બદલે, જાઓ કહે છે તંઇ,
પેટેના માટે પરદેશેથી, અમે આવ્યા અંઇ-હિંદમાં
વાજુ અહિંનું બગડી જાશે, તેની ખબર નઇ,
સારજન્ટો પોકાર કરશે, હિંદુસ્તાનની મઇ-હિંદમાં
હિંદતો સોનાનો મુલક, તેને મુકાય નઇ,
ડાયરના જુલમના લીધે પ્રજા ખળભળી ગઇ-હિંદમાં
જોર જુલમ કોઇ ના સાંખે, પ્રજા સમજી ગઇ,
ગાંધીજીએ ઊપદેશ કર્યો, હિંદુસ્તાનની મઇ-હિંદમાં
વિલાયતી બચ્ચા ભુખે મરશે, તેની ખબર નઇ,
કાયદાનો ભંગ કરવા, નીકળશે હિંદુસ્તાનની મઇ-હિંદમાં

માનચેસ્ટર જે બાળ અમારૂં, તેની ખબર નઇ,
વિલાયતીનું નામ ન મળે. હિંદુસ્તાનની મઇ-હિંદમાં
મેન્ચેસ્ટરે મુંજવણમાં પડશે, તેની કીંમત પણ કાંઇ,
સહુંકાર તો રાખે નહિં, હિંદુસ્તાનની મઇ-હિંદમાં
ઇંગ્લાંડમાં અમને પાંચ ન મળે, હિંદમાં પચાસ સઇ,
આવવા જવાનું ભાડુ જુદુ, હિંદુસ્તાનની મઇ-હિંદમાં
લેંકેશાયર તો બુમ પાડશે, ભુખે મરીએ અઇ,
સાચું જે ગ્રાહક અમારૂં, હિંદુસ્તાનની મઇ-હિંદમાં
દલાલ તો સૌ એમ કહેશે, દલાલી કરશું નઇ,
ખાદી અમારે છે આબાદી, હિંદુસ્તાનની મઇ-હિંદમાં
સાહેબ લોકોની કીંમત ઘટશે, આવશે જમાનો અઇ
રેલવાળા હડતાળ પાડેછે, હિંદુસ્તાનની મઇ-હિંદમાં
સાહેબ લોક તો અમે કહેવાયે પરદેશી તો કાંઇ
કૃપા કરીને આજ રાખો હિંદુસ્તાનની મઇ-હિંદમા
અમલદારી અમે કરશું નહિ ને નોકર તમારા થઇ
ગમે તેમ કરીને રાખો હિંદુસ્તાનની મઇ-હિંદમાં
ડાયરે જે ગુનો કીધો માફ માગીશું અંઇ
એકના પાપે વહાણ અમારૂ ડુબાવશો ન ભઇ-હિંદમાં
મેમ સાહેબ તો બુમ પાડશે જુલમ થયો અંઇ
બાબા મારાને કોઇ ન રમાડે હિંદુસ્તાનની મઇ-હિંદમાં
પાણી ભરનારી બંધ કરશે પાણી ભરશું નઇ
પંટાવાળા રીસાઇ બેઠા હિંદુસ્તાનની મઇ-હિંદમાં

મોટરનો શોફર આજ ન આવ્યો આવશે ન પાછો અંઈ
હાય અમારે શું થવાનું હિંદુસ્તાનની મઈ–હિંદમાં
કારકુન તો કોઈ આવ્યા નથી આવશે ન પાછા કાંઈ
ટપાલ મારી બાકી રહેશે હિંદુસ્તાનની મઈ–હિંદમાં
ફર્સ્ટ સેકન્ડમાં જગ્યા ન મળે રેલ કંપનીમાં કંઈ
થર્ડ ક્લાસમાં બેસવું પડશે હિંદુસ્તાનની મઈ–હિંદમાં
રસોઈ કરું કે ખાણુ રમાડુ ગમ ન પડે કંઈ
ભુખ્યા અમારે રહેવું પડશે હિંદુસ્તાનની મઈ–હિંદમાં
મકાનવાળા ખાલી કરાવશે ભાડે આપશે નઈ
તંબુ બાંધીને રહેવું પડશે હિંદુસ્તાનની મઈ–હિંદમાં
બ્રીટીશને અમે અરજ કેરીએ સ્વરાજ આપો અંઈ
નહિતર અમારે મરવું પડશે હિંદુસ્તાનની મઈ–હિંદમાં
ગમે તેમ કરી ગાંધી મનાવો વાત મેં સાચી કઈ
આવી અમારી આત્મકથા થશે હિંદુસ્તાનની મઈ–હિંદમાં
સાક્ષીમાં તો કેશવ કહે છે વાત મેં સાચી કઈ
લખાણુ મારૂં વધી ગયું છે હિંદુસ્તાનની મઈ–હિંદમાં
સ્વપનુ મારૂ છે સાચુ વાત મેં સાચી કઈ
૧૯૩૫ ની સને હિંદુસ્તાનની મઈ–હિંદમાં

## વીણા ૯ મી.

### આઝાદીની તમન્ના.

સર જાવે તો જાવે. પણ આઝાદી ગર આવે,
જાન ફના હો જાવે, પણ આઝાદી ગર આવે.
જો આગે કદમ બડાયા, વો અબ નહિ હઠને વાલા;
જો યકિન હમને પાયા, વો કભી ન મીટને વાલા.
યે નોજુવાનકિ સેના, અબ નહિ રૂકને વાલી,
હમને ગરદન ઉંચી ઉઠાઈ, નહિં જુલ્મસે ઝુકને વાલી.
મંજુર હમે હે મરના, ચલ અપના સાજ સજાલે.
અબ બતાદે તાકાત તેરી, અબ હમ નહિ હઠને વાલે,
હમ લડેંગે મરતે મરતે, નહિ લડાઇ રૂકને વાલી,
મેદાન જાલીમકા ન હો ખાલી, જબ તક ન હો ખુશહાલી.

---

### લેખકોને વિનંતી.

તમે જે કવિતાઓ મોકલો તે શાહિથી લખીને મોકલો તેમજ તમારૂં આખુ નામ ઠેકાણું અમારી જાણમાટે લખજો કોઈપણ સંજોગોમાં તમારી ખુશી વગર તમારૂં નામ જાહેર નહિ થાય લખાણોમાં અઝલો, કવાલીયોને પહેલા સ્થાન આપવામાં આવશે.

મી૦ એન. એમ. ઠક્કર તમારૂં લખાણ બરાબર લખીને મોકલો તો છાપશું.

લી૦ તમારો,

કે. જી. શાહ.

જુની શાકપીઠ નળ પાસે–

જય સ્વદેશ　　વંદે માતરમ　　સ્વરાજ

# દેશની હાલત
અને
# સ્વરાજનો ડંકો.

પ્રગટ કરી છપાવનાર—

કેશવલાલ ગોકળદાસ શાહ
ઠેઃ હેરીસરોડ, દરબારગઢ સામે
ભાવનગર.

આવૃત્તિ ૧ લી. — પ્રત ૩૦૦૦.
સંવત ૧૯૮૬ — સને ૧૯૩૦

કૃષ્ણ પ્રીં. પ્રેસ ખારગેટ ભાવનગર.

## —: બે બોલ. :—

તે દયાળુ પરમાત્માની દયાથી આજે પૈસા સીરીઝનો પાંચમો અંક
નીકળે છે. દરેક વખતે બુમો પાડીને કેવું કે વેપારીયો જાહેર ખબરો
આપો ને ગ્રાહકો પોતાના મીત્રમંડળોમાં ફેલાવો કરો એવો પોકાર
દરેક વખતે કરવો નકામો છે. છેવટે જણાવું છું કે જ્યાં સુધી
મારામાં તાકાત હશે ત્યાં સુધી તમારી સેવા કરીશ આ અંક
પણ અજબ સંજોગોમાં નીકળે છે. મને આશા નહોતી કે અં
અંક નીકળશે કારણ કે ચાર અંકમાં ચાલીશ રૂપીયા નુકશાની
આવી છે તો હું નુકશાનીમાં કેવી રીતે પૈસા સીરીઝ ચાલુ
રાખુ છતાં કાંઈ અજબ ભાવના ને શ્રદ્ધાની સાથે ભાવનગરની
સેવા કરવા માગુ છુ. તો શું ? ભાવનગરની પ્રજા દર અઠવાડીયે
એક પૈસો આપીને મને ટકાવી નહિ શકે ? શીહોર પાલી
તાણામાં એજંટો બધાઈ ગયા છે તો નવા અંકો દર અઠવાડીયે
ત્યાંથી મલશે. મારી ભાવના સુંદર અને સચિત્ર અંકો આ
વાની છે. પણ તે ભાવના તમારા એક પૈસામાં સંતાયેલી છે.
તમે તમારા મીત્રોમાં ફેલાવો કરો તો હું સારી રીતે તમારી
સેવા કરવા બંધાયેલો છું. હું ટામા તમારા એક પૈસાની મદદ
શીવ હું અગાડી કામ કરી શકું તેમ છું તો જરૂર પૈસ
સીરીઝના ગ્રાહકો થઈને મને મદદ કરશો. તા. ૧-૫-૩૦ શુ

## ગઝલ.

શું સુતા છો સોડ તાણી, વીર સોરઠી જાગજો;
દેશ. કારણ પ્રાણ તજવા, અંગ આળસ ત્યાગજો-શું
નિજ દેશ કારણ જીંદગી, કીધી જેણે અર્પણ બધી;
તે શેઠ અમૃતલાલ પાછળ, ચાહોમ કરવા લાગજો-શું
અન્ન આપ્યા ભુખ્યાને અન્નને, તરસ્યા સંતોષ્યા જળ થકી;
ઘાસ પશુઓ માટે આપ્યા તે રૂણ મનમાં રાખજો-શું
કુદરત કોપી જ્હારે હુબાવી દેવા દેશને;
શેઠે કરી જે સહાય તેના બેય કદરા ના થજો-શું
સપૂત સોરઠ દેશનો, કોડારી પણ સાથે ગયો;
દસધારથી રસ બોળ કરતો, વીર મેઘાણી સંચર્યો-શું
તે માર્ગે જાવા બધા, વીર સોરઠી સજ્જ થાઓને;
ડંકો વગાડી દેશમાં દોડી પોસના જાઓને.

શું સુતા છો સોડ તા

ધીરસિંહ બહેરાભાઇ ગે

---

ભાવનગરના એજન્ટ.

મગનલાલ કલ્યાણજી જુની શાકપીઠ

## ગઝલ

સજીને શસ્ત્ર અહિંસાના, લહીને સત્યની સમશેર,
શરીને માતૃભૂમિ કાજ, વિજયને વરમાળ પહેરાવો.
તજીદો મોજ-શોખોને, લઇને રેંટીયો રૂડો,
સુતર સરસ કાંતીને, વિજય ને વરમાળ પહેરાવો.
તજીને વસ્ત્ર પરદેશી, ધરી અંગે બધા ખાદી,
વધારી દેશની પ્રગતી, વિજયને વરમાળ પહેરાવો.
સરકારી નોકરી છોડી, હરીને દારીદ્ર દુઃખીયાના,
ભુખ્યાની ભુખને ભાંગી, વિજયને વરમાળ પહેરાવો.
બચાવો પ્રાણ દુઃખીયાના, વિસારી ભૂતના ભેદો,
નમાવી જુલ્મી જાલીમને, વિજયને વરમાળ પહેરાવો.
ધરી હિંમત હૈયામાં, કરી આમંત્રણ મૃત્યુને,
દઇ બળીદાન વીરોના, વિજયને વરમાળ પહેરાવો.
કહેછે "મહાત્મા ગાંધી," બનીને રાષ્ટ્રના ભકતો,
અહિંસા સુત્રને વળગી, વિજયને વરમાળ પહેરાવો.
પુકારે જવાહિર જોશેથી, સ્થાપી સામ્રાજ્ય શાન્તિનુ,
હસતા અને લડતા, વિજયને વરમાળ પહેરાવો.

લી. કે. એમ. દવે.

## પરદેશી કાપડનો બહીષ્કાર. ( ગઝલ )

અરે ઓ દેશના બંધુ, વિદેશી વસ્ત્ર છોડોને;
તમારા દેશને ખાતર, સ્વદેશી વસ્ત્ર પહેરોને.

કરોડો રૂપીઆ જાયે તમારાં શોખની ખાતર;
ઝડા મુળ કાઢવા તેને, સ્વદેશી વસ્ત્ર પહેરોને.

વખત આવ્યો વહી જાશે, કદી નહીં આવશે પાછો;
તજી દઈ વસ્ત્ર પરદેશી સ્વદેશી વસ્ત્ર પહેરોને.

હજારો જેલમાં જાયે, તમારા હીતના માટે;
તજી દઈ વસ્ત્ર પરદેશી સ્વદેશી વસ્ત્ર પહેરોને.

વિદેશી વસ્ત્ર પહેરીને દગો નીજ દેશને દ્યો છો;
અરે વિદ્યાર્થી બંધુઓ, સ્વદેશી વસ્ત્ર પહેરોને.

લી૦ ધીરજલાલ નરસીદાસ.
ઠે૦ ગોગો ગેઇટ, ખાર્ઈમાં,
ભાવનગર તા. ૨૬-૪-૩૦

---

## જોઈએ છીએ.

## —:: ગાંધી જન. ::—

ગાંધી જન તો તેને કહીએ, જે પીડ હિંદની જાણેરે;
ગાંધી જન તો તેને કહીએ, મન અભીમાન ન આણેરે. ૧
દેશ કાર્યમાં રહે લીન તોયે, મન અભીમાન ન આણેરે. ૧
સકળ લોક શું મૈત્રી સાધે, નિંદા ન કરે કેનીરે;
જીવ્હા થકી અસત્ય ન બોલે, ધન ધન તેની કરણીરે. ૨
સમદ્રષ્ટિ યશ તૃષ્ણા ત્યાગી, કોમી ઐક્ય અનુરાગીરે;
વાચ કાર્ય મન રહે અહિંસક, પરધન દારા ત્યાગીરે ૩
જેલ ભીતિ વ્યાપે નહિ જેને, સત્યાગ્રહમાં શુરારે;
ખાદી કામશું તાળીરે લાગી, દલીત વર્ગના વીરારે. ૪
અપરિગ્રહીને કપટ રહીત છે, કામ ક્રોધને ડામેરે;
ભણે વૈષ્ણવ એને પગલે પળતાં, સ્વરાજ્ય ને હિંદને પામેરે. ૫

---

( દીનકે દયાળ તુમ્હી દુસરા ન કોઇ )-એ રાગ.

જય મહાત્મા ગાંધીજી, દીલ દેશદાઝ ધારી;
હિન્દના ઉદ્ધાર કાજ, જંગ માંડ્યો ભારી-ટેક૦
મુનશી, ખેર, નરીમાન, શેઠ ને કોઠારી;
જમનાદાસે તુચ્છગણી, વકીલાત પ્યારી-જય૦
સાદીક ને બળવંતરાય, ભેદને વિસારી;
જેલ જઇ દેશને થયા, બહુ આભારી.-જય૦
જમનાલાલ, ધારપુરે, દીલ્હીમા અનસારી;
દેશકાજ ભેખ ધર્યો, અંગ ખાદી ધારી.-જય૦
ન્હેરૂ સૂત જવાહીર, કોંગ્રેસાધિકારી,
રાજ્ય-ગુન્હેગાર ગણી, કરી ગિરફતારી.-જય૦
અબાલાલે દેશકાજ, ભોગવી બીમારી;
ઠેર ઠેર સભા ભરી, પોલીસને ધિક્કારી.-જય૦
વિદેશી વસ્ત્રોનો ત્યાગ કરો, વસ્તી ને વેપારી;
દારૂ મદતર બંધ કરો, દેશ હિત ધારી-જય૦
અહિંસાને શાંતિથી, ફરજને સ્વીકારી;
કુચ કરો મર્દ બની, જીત છે તમારી-જય૦
મીઠા એક્ટ ભંગ કરી, રૈયતને ઉગારો;
ઘણું જીવો ઓ! "ગાધી"જી, એ પ્રાર્થનાછે મારી.-જય૦

૨૪-૪-૩૦ } બનાવનાર.-ગાંધી લક્ષ્મીદાસ પુરૂષોત્તમદાસ.
મોગો, ગેઇટ-ભાવનગર

## "વિદેશી વસ્ત્ર છોડોને"

અરે ભારત તણા જાયા, જરા તો આંખ ખોલોને;
તમારા હિતની ખાતર, "વિદેશી વસ્ત્ર છોડોને."
નહિ ખીતા સિતમગરથી, નહિ અડકો વિદેશીને;
સ્થળે સ્થળ રેંટીયા કાંતી, "વિદેશી વસ્ત્ર છોડોને."
નહિ ડરતા તુરંગોથી, નડરતા તોપ બંદુકથી;
ભલે તલ્વાર લઇ તુટે, "વિદેશી વસ્ત્ર છોડોને."
ઘણા નેતા ગયા જેલે, ગણી તુચ્છનીજ મ્હેલોને;
કહે છે મ્હાતમા ગાંધી, "વિદેશી વસ્ત્ર છોડોને."
અરે, દારૂ તણા વ્યસની, મુકોને કેડલો એનો;
બધુ ધન જાય પરદેશે, "વિદેશી વસ્ત્ર છોડોને."
વિદેશી વસ્ત્ર દારૂનું, પીકેટીંગ સહુ કરો ભાઇ;
સ્વદેશી વાપરી ખાદી, "વિદેશી વસ્ત્ર છોડોને."

લી૦

૨૫-૪-૩૦ ગાંધી જયકીસનદાસ પુરૂષોત્તમદાસ.
ઉંમર ૧૧-વરસ.

# દેશની હાલત.

શ્રી કૃષ્ણ પાલીવાલ કાનપુર ૬ મહીના સખ્ત કેદ
" હરીહરનાથ શાસ્ત્રી " " "
" બાલકૃષ્ણ શર્મા મીરત એક વરસ "
" સ્વામી રામાનંદ રાયબરેલી ૭ મહીના "
" ભગવાન દયા બુંદશાયર " "
" શીતલ સહાય રાયબરેલી એક મહીનો "
" દેશમુખ " " "
" મોહસિન " " "
" ગોપાલકૃષ્ણ " " "
" પો. ઇંદ્ર દીલ્લી ૯ મહીના "
" બરવે રત્નાગીરી ૬ મહીના "
" વિજયસીંહ પથિક અજમેર બે વરસ "
" પ્રકાશમન મદ્રાસ એક વરસ સાદી કેદ
" નગેંદ્રનાથ સેન કલકતા એક વરસ સખ્ત કેદ
" ચેલપાતી ગંતુર ૬ મહીના સખ્ત કેદ
" બાળગંગાધર ખેર મુંબઇ ૧૩ મહીના સખ્તકેદ
" એસ. વી. ભદ્રે સતારા ત્રણ મહીના સાદી કેદ
" સ્વામી સીવાનંદ " " "
એન. કુલકર્ણી " " "
કાનજી કરમશી માસ્તર મુંબઇ ૭ માસ "

૧૧

# દેશની દશા.

| | નામ | સ્થળ | મુદત | સજા |
|---|---|---|---|---|
| શ્રી | નરભેરામ પોપટલાલ | મુંબઇ | ૩ મહીના | સાદી કેદ |
| ,, | છોટાલાલ વ્યાસ | ,, | ૬ મહીના | ,, |
| ,, | જસવંતલાલ મહેતા | ,, | ૯ મહીના | સખ્ત કેદ |
| ,, | ચીમનલાલ પોપટલાલ શા. | ,, | ,, | ,, |
| ,, | મહાદેવ દેશાઇ | અમદાવાદ | છ મહીના | સાદી કેદ |
| ,, | કાન્તીલાલ | ,, | ,, | ,, |
| ,, | ભગવત | નડીયાદ | ૯ મહીના | સખ્ત કેદ |
| ,, | ઇશ્વરભાઈ | ,, | ,, | ,, |
| ,, | ટી. વીશ્વનાથ | મદ્રાસ | છ મહીના | ,, |
| ,, | પંડીત સીવદત રંગા | મુલતાન | દોઢ વરસ | ,, |
| ,, | ચનત ચતરસીંગ | ,, | ,, | ,, |
| ,, | કે. એમ. મુનશી | મુંબઇ | ૮ મહીનાની | સાદી કેદ |
| ,, | પ્રો. ઘારપુરે | ,, | ,, | ,, |
| ,, | ગણપત દેશાઇ | ,, | ,, | ,, |
| ,, | એસ. કે. પાટીલ | ,, | ,, | ,, |
| ,, | જમનાદાસ માધવજી મહેતા | ,, | ,, | ,, |
| ,, | સ્વામી આણંદ | ,, | એક વરસ | સખ્ત કેદ |
| ,, | વાંદરેકર | ,, | ,, | ,, |

ધરપકડો—જુલમો સજાઓ ચાલુ છે.

## ૧૨

# શહેરી જીવનની ભ્રષ્ટતા

( ગામડાનું જીવન કેટલું નિર્દોષ અને શહેરનું જીવન
ચઢતાં તે અત્રે

સ્યેરમાં[૧] એલા જાહ્ય માં[૨] માંડણ, સ્યેરમાં એલા જાહ્ય માં
સ્યેરમાં જા તો ઝાઝું રેકાહ્ય માં[૩] રે........માંડણીયા !
સ્યેરની હાંકડી[૪] શેરીયું માડણ, સ્યેરની હાંકડી શેરીયું;
ઘોલકાં જેવાં ઘર ન્યાં ખોટી થાહ્ય માં રે........માંડણીયા !
બઝારે ભૂંકણગાડીયું[૫] ઘોડે, બઝારે ભૂંકણગાડીયું;
જોતો જોતો હાલજે તું [૬]કસરાહ્ય માં રે........માંડણીયા !
કુંગલા[૭] જેવાં માંનવી એનાં, કંગલાં જેવાં માંનવી;
હરે હડીયું[૮] કાઢતાં ઇ ભટકાહ્ય માં[૯] રે........માંડણીયા !
'સા'ના[૧૦] રંગેડાં[૧૧] ઉકળે ભૂંડાં, 'સા'નાં રંગેડાં ઉકળે;
આખા મલકનાં એઠાં ઇ પીવા જાહ્ય માં રે........માંડણીયા !
રાંધ્યાં ધાન વેસાય[૧૨] સે ન્યાં તો, રાંધ્યાં ધાન વેસાય સે;
કાસાં કોરાં[૧૩] ખાઇ અનરવો[૧૪] થાહ્ય માં રે........માંડણીયા !
પાણીનાં શીહા[૧૫] વેસાય સે લાગઠ[૧૬] પાણીના શીહા વેસાય સે;
ઇ રંગેલ બાંભળા[૧૭] પાણી મોને પાહ્ય માં રે........માંડણીયા !
સ્યેરનાં માંણુહ પાંદડાં[૧૮] સાવે, સ્યેરનાં માંણુહ પાંદડાં;
તું ભુખ્યો તરહ્યો[૧૯] એવા કુસા ખાહ્યમાં રે........માંડણીયા !
દેલ કતુરનો રાફડો ફાટયો સે, દેલ કતુરનો રાફડો
ન્યાં નાગાં નાટક ચેટક જોવા જાહ્ય માં રે........માંડણીયા

## ને ગ્રામ્યજીવનની શ્રેષ્ટતા.

ને ગ્રામ્યજીવનની શ્રેષ્ટતા એક કાવ્ય નજરે

હલું ભ્રષ્ટ છે તે દર્શાવનારૂં ભાવસૂચક એક કાવ્ય નજરે

રાખવામાં આવે છે. )

શેડકઢાં[20] ન્યાં દૂધ નથી ભાઇ, શ્યેડકઢાં ન્યાં દૂધડાં;
નઇ ઠર્ય[21] મોરનાં આંહુ[22] જેવી સાહ્યમાં[23] રે.......માંડણીયા !
પાણીયે આખાં[24] નો મળે મીઠાં, પાણીયે આખાં નો મળે;
હંસે-ભાંગેલ,[25] ભૂંગળે વે'તા[26] વાહમાં[27] રે........માંડણીયા !
હંસે[28] વાળ્યો સે ઓટલો[29] દેહનો, હંસે વાળ્યો સે ઓટલો;
મોટા હંસા ભાળીને ગાંડો થાહ્ય માં રે.......માંડણીયા !
ધનધૂતાનો પાર નથી ન્યાં, ધન ધૂતાનો પાર નઈં;
મોઢડે મીઠા ધૂતાથી[30] છેતરાહ્ય માં[31] રે માંડણીયા !
મેડીયું ઉપર મેડીયું ભાળી, મેડીયું ઉપર મેડીયું;
આનેહના[32] હિલોળા[33] તું ભૂલી જાહ્ય માં રે.......માંડણીયા !
("સૌરાષ્ટ્ર" તા. ૮-૮-૨૫-ના અંકમાં લખનારઃ-ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ)

---

૧ શહેરમાં, ૨ જમશ માં, ૩ રોકાઇશ માં, ૪ સાંકડી, ૫ મોટરો, ૬ કચરાઇશ માં, ૭ સત્વહીન, ૮ દોટો, ૯ ભટકાઇશમાં, ૧૦ મ્હાનાં, ૧૧ દેગડાં, ૧૨ વેંચાય છે, ૧૩ ટાચાં-કોરાં, ૧૪ માંદો, ૧૫ રીસા, ૧૬ બધે ઠેકાણે, ૧૭ ખારાં-મોળાં, ૧૮ પાનગદ્દી, ૧૯ તરસ્યો, ૨૦ ધારોષ્ણ, ૨૧ હરીશ નહિ, ૨૨ આંસુ, ૨૩ છાશમાં, ૨૪ વગર વલોવાયાં-કુદરતી, ૨૫ સચાગી વસ્તુની નાખેલ, ૨૬ નળમાં વહેતાં, ૨૭ ગ્હેહાણમાં, ૨૮ સંચે-યંત્રોએ, ૨૯ પાયમાલી, ૩૦ ધા.ગ. ૩૧ છેતરાઇશમાં, ૩૨ નેસતા, ૩૩ આનંદ-મજા.

## સીતાજીના મહીનાનો રાગ.

કહેનો સમજો સતીના ધર્મ વિચારી અંતરે,
તજો વસ્ત્ર વિદેશી તમામ જેથી સુખ સંચરે.
પડયા સાંસા ઘી દુધ અનાજ તણા આ દેશમાં
લાખો લક્ષ્મી ભારતની હાય ગઈ પરદેશમાં. ૧

ગાય માતાની હિંસા થાય કતલખાના મહી,
એવા ઘોર જુલમને પાપ જોવાય આંખે નહી.
ચડે ચરબીની ખેળ અપાર મારીને ઢોરને,
હાય એવા પાપી વસ્ત્ર પહેરો છો શે તમે. ૨

દયા લાવો જરા દીલમાય કારીગર કોડની,
રોજી ચલાવોને આપો સુખ દયાળુ શિરોમણી;
નિજ ભાડુને ભૂખ્યા રાખી બીજાને શું પોષશો,
દેશો પઇસા દારૂ માટીનાય કે આખો ખોલશો. ૩

માટે ખાદી સજોને અંગ ભારતની દેવીઓ,
રાખો સતી સીતાનું નામ ભારતની દેવીઓ,
દુર કાઢો વિદેશી વસ્ત્ર સામું જોશો નહીં,
એ છે આપણા દેહનો મેલ નજર કરશો નહી. ૪

ખાદી પેદા કરવા કાજ સુતર તમે કાતજો,
રૂડા રેટીયો લાવીને આપ સતી સાચા બનો;
કાતો કાતોને મધુર ગાન પ્રભુજીના ગીતડા,
કાતો કાતો તમે દિનરાત, ગાજો ગીત મીઠ ૅ

(હરીને ભજતાં લાજ જતા નથી જાણીરે એ રાગ. )

લુણ લુંટયે હવે કોઇની લાજ જતાં નથી જાણી રે,
જેને હઇડે સ્વદેશની દાઝ વદે સંત વાણી રે.
લુણ લટે જેને મહા સંત જગતગુરૂ ગાંધી રે,
તેને પુત્રે વાળ્યો દાટ ગાડું લુણ બાંધી રે.
ઠેક ઠેકાણે લુણની લુંટ કરી સહુ લોકે રે,
હવે ઘેર બેસી સરકાર રૂવે છે પોકે રે.
એણે પકડયા શ્રી દરબાર તલાટી ઝડપયા રે,
રવીશંકર, છોટાલાલ કોઠારી દંડાયા રે.
એણે ઉપાડયા શ્રી ભજાજ પુલચંદભાઇ પુરયા રે,
તોયે લોકો ડર્યાં ન લગાર લેવા લુણ ઉડયા રે.
આવો લુણ લુંટવાનો લાવો લવણ સહુ લુંટો રે,
લુણ લુંટયે લુટે સરકાર લેવા લુણ છુટો રે.

---

જય સ્વદેશી વંદે માતરમ્ જય સ્વરાજ

# દેશની દશા

અને

# સ્વરાજ નોબત.

સંગ્રહ કરી છપાવનાર—

કેશવલાલ ગોકળદાસ શાહ.

ઠે૦ હેરીસરોડ, દરબારગઢ સામે

ભાવનગર.

આવૃતિ ૧ લી પ્રત ૩૦૦૦.

સંવત ૧૯૮૬ સને ૧૯૩૦

કૃષ્ણ પ્રી. પ્રેસ, ખારગેટ—ભાવનગર.

# વચનામૃત

## સમજુ તે કહેવાય કે જે પોતાની નબળાઈ જાણી તેનો ઇલાજ કરે

સમજુ માબાપો હમેશા પોતાના બાળકોને બળવાન બનાવવા ઇચ્છે
પ્રજા બળવાન ને તાકાતવાન બને તેની દરેક રાજાની હોંશ હોય છે
મગજ મારીનુ કામ કરનારે હમેશા પોતાનુ મગજ શાન્ત રાખવુ
ને પોતાની નબળાઇને દૂર કરવી
અત્યારના જમાનામા તાકાતવાન માણસોજ સારૂ અને
સુંદર કામ કરી શકે છે

**તાકાતવાન માણસોની કદર હાલના જમાના થાય છે**

## તો

**તમારી ફરજ છે કે તમારે બળવાન બનવું.**

તમારા બાળકોની ને તમારી નબળાઈ, સુસ્તી, અશક્તિને કાઢવા માટે મેસર્સ વીઠ્ઠલદાસ એન ઠક્કરની કુંપની હરીસરોડ દરબારગઢ સામે ભાવનગરમાંથી 'વિગોરોન' નામની ૩૨ ગોળીની ડબી ૧ રૂપીઆમા ખરીદીને તમારે તેનો ઉપયોગ કરવો કે જેથી તમારા બાળકો માઈકાંગલા જેવા ન રહે

લી૦ તમારા વિશ્વાસુ

**વી એન. ઠક્કર**

જય સ્વદેશી    વંદે માતરમ    જય સ્વરાજ

# દેશની દશા

અને

# સ્વરાજ નોબત.


સંગ્રહ કરી છપાવનાર—

કેશવલાલ ગોકળદાસ શાહ.

૯૦ હેરીસરોડ, દરબારગઢ સામે

ભાવનગર.



આવૃતિ ૧ લી    પ્રત ૩૦૦૦.

સંવત ૧૯૮૬    સને ૧૯૩૦

કૃષ્ણ પ્રી. પ્રેસ, ખારગેટ–ભાવનગર.

પડતાં અંકો ખરીદીને દેશ સેવા–સમાજ સેવા કરશો દેશનો
પ્રાણ યુવાનો છે–દેશનો રક્ષક યુવાનો છે–દેશને માટે મરનાર
પણ યુવાનો છે અને દેશને ગુલામીમાંથી છોડાવનાર પણ
યુવાનજ છે તો તમારી ફરજ છે કે પૈસા સીગીઝના બહાર
પડતા દરેકે દરેક અંક ખરીદીને-દેશ સેવા–સમાજ સેવા કરો
અને દેશને સ્વતંત્ર બનાવવાનો મંત્ર શીખો

તા ૭–૫–૩૦

લી૦ તમારો વિશ્વાસુ,
કેશવલાલ ગોકળદાસ શાહ
ઠે૦ હેરીમરોડ, દરબારગઢ સામે—ભાવનગર.

---

## ગઝલ.

બરે ઓ હિન્દના વાસી, વીદેશી વસ્ત્ર ત્યાગોને,
તમારા હિતની ખાતર, શરીરે ખાદી ધારોને.
તમારા દેશની દોલત, બધી પરદેશ વહી જાતી;
થયા બેહાલ ભારતના, તમે દીલમા વીચારોને.
જુઓ તમ દેશ બંધુઓ, અરે અન્ન વીણ ટળવળતા;
શરીરે વસ્ત્ર ના મળતા, જરી નયને નીહાળોને.
દુઃખીને સહાય કરવી તે, ફરજ છે સર્વ આર્યોની,
કરો બહીષ્કાર વીદેશીનો, વિજય કીર્તી ગજાવોને.

૫–૫–૩૦

લી૦ ગાંધી જયકિશનદાસ પુરૂષોત્તમદાસ
ઉમર ૧૧ વર્ષ
ઠે૦ ગોગો ગેટ—ભાવનગર.

## —:: મારી સમજ ::—

મારી સમજ એવી છે કે મોત ક્યારે આવશે ? તે નક્કી નથી ? પણ મોત આવશે તે વાત ખરી છે. તો મોત પહેલાં જે કંઇ દેશ સેવા, સમાજ સેવા થાય તે કરી લેવી, એવી મારી સમજ છે. ને તેવા હેતુથી મેં ભાવનગરની પ્રજાની-સેવા કરવાના ઇરાદાથી પૈસા સીરીઝ ચાલુ કરી છે. ને આ પૈસા સીરીઝથી દેશ સેવા કરવાનો નિશ્ચય કર્યો છે. દરેક સમજુ વર્ગની ફરજ છે કે પોતે પોતાના બાળકોને દેશાભિમાની સાહિત્ય વંચાવે ને પોતાના બાળકોને દેશ સેવા–સમાજ સેવા કરતા શીખવાડે તે દરેકે દરેક માબાપોની ફરજ છે. ને તેના માટે આ ૬ ઠો અંક છે.

જો તમારા બાળકોને આવા દેશ સેવાના સાહિત્યનું શિક્ષણ નહિ આપો તો ભવિષ્યમાં તમારા બાળકો શ્રાપ આપે કે અમને અમારા માબાપોએ ગુલામી શિક્ષણ આપ્યું છે, એટલે હવે અમો શું કરીએ ? આવું ન બને તે પહેલાં દરેક માબાપો પૈસા સીરીઝના ગ્રાહક બનીને પોતાના ઉગતા યુવાન પુત્રોમાં આવા સાહિત્યથી દેશ ભક્તિ–સમાજ ભક્તિનાં બી જરૂર વાવશે.

## ——યુવાન મિત્રોને.——

તમારા ઉપર ભરૂંસો રાખીને–તમારી મદદથીજ દેશસેવા-સમાજ સેવા, કરવાનું બીડું મેં ઝડપ્યું છે. તો તમારી ફરજ તમારા નકામાં ખર્ચ ઘટાડીને દર અઠવાડીએ બઢા-

## દિવ્ય પ્રભાત.

લેખકઃ-હરિસિંહ રામસિંહ વૈદ્ય-ખારગેર, ભાવનગર.

ઉગ્યો આજે દિવ્ય પ્રભાત દિવ્ય પ્રભાત,
અહિંસા મંત્ર મહાન ગાંધીનોઃ
શીખ્યાં નર ને નાર,
દ્વેષ ભાવ ટળ્યો જગમાથી (૨)
ઉગ્યો તેથી દિવ્ય પ્રભાત દિવ્ય પ્રભાત.
સત્ય નિતિને પથે વિચર્યા,
ભારતના સંતાન;
ઐકય થયા સૌ આર્ય ભુમીમાં (૨)
ઉગ્યો તેથી દિવ્ય પ્રભાત દિવ્ય પ્રભાત.
સજ્જ થયાં સહુ સ્વદેશી વસ્ત્રે;
થયો વિદેશી બહીષ્કાર;
ચક્ર સુદર્શન ઘરઘર ચાલ્યા (૨)
ઉગ્યો તેથી દિવ્ય પ્રભાત દિવ્ય પ્રભાત.
શાન્તિ અને સેવા પાઠોનો,
કર્યો હિન્દે અભ્યાસ.
यत्र नार्यस्तु पूज्यन्ते (૨)
ઉગ્યો તેથી દિવ્ય પ્રભાત દિવ્ય પ્રભાત.

---

# સ્વરાજ નોબત.

લેખકઃ—હરિસિંહ રામસિંહ વૈદ્ય—ખારગેટ—ભાવનગર.

[ મહીડાના દાણ અમે નહી દિએ રે લોલ —એ રાગ. ]

ચાલો સાહેલી નોબત, ગડગડે રે લોલ;
રણશીશુ રણવીર પુકર્યું ગાંધીએરે લોલ—ચાલો૦
સન્નારીઓ વિરાંગના સમી બનોરે લોલ;
ગજવો ગરવી ગુજરાતનેરે લોલ—ચાલો૦

સાખી.

સેવા મંત્ર ફુંકી કરો, કાયરને બળવાન;
અહિંસા મંત્ર નિભાવજો, ભલે ગુમાવો જાન.
ઝંજીરો ગુલામીની તોડજોરે લોલ;
સુત્ર સ્વતંત્રતના સાધવારે લોલ—ચાલો૦

સાખી.

આશા ભર્યા સુવાન દઇ, અઝુમતા રણ જંગ;
પાશવતા સામે ટકી, રાખ્યો રૂડો રંગ.
રણાંગણે રાષ્ટ ધ્વજ રોપાઓરે લોલ;
સભરસની લ્હાણી લુંટાવજોરે લોલ—ચાલો૦

# દિવ્ય પ્રભાત.

લેખકઃ-હરિસિંહ રામસિંહ વૈદ્ય-ખારગેટ, ભાવનગર.

ઉગ્યો આજે દિવ્ય પ્રભાત દિવ્ય પ્રભાત,
અહિંસા મંત્ર મહાન ગાંધીનોઃ
શીખ્યાં નર ને નાર,
દ્વેષ ભાવ ટળ્યો જગમાથી (૨)
ઉગ્યો તેથી દિવ્ય પ્રભાત દિવ્ય પ્રભાત.
સત્ય નિતિને પથે વિચર્યાં,
ભારતના સંતાન;
ઐક્ય થયા સૌ આર્ય ભુમીમાં (૨)
ઉગ્યો તેથી દિવ્ય પ્રભાત દિવ્ય પ્રભાત
સજ્જ થયાં સહુ સ્વદેશી વસ્ત્રે;
થયો વિદેશી બહીષ્કાર;
ચક્ર સુદર્શન ઘરઘર ચાલ્યા (૨)
ઉગ્યો તેથી દિવ્ય પ્રભાત દિવ્ય પ્રભાત.
શાન્તિ અને સેવા પાઠોનો,
કર્યો હિન્દે અભ્યાસ.
यत्र नार्यस्तु पूज्यन्ते (२)
ઉગ્યો તેથી દિવ્ય પ્રભાત દિવ્ય પ્રભાત.

---

# વિજય—નિશાન.

## ગઝલ-કવ્વાલી.

અમે સૌ હિંદના યોગી, ધરીશું ધ્યાન ભારતનું;
ઉઠાવી ધર્મ-ધ્વજ કરમાં, કરીશું ગાન ભારતનું.
વિદેશી વસ્ત્રની હોળી, અમારે ખાદીની ઝોળી;
જમાવી સંતની ટોળી, ભજનમાં ભાન ભારતનું.
ગયું જે, જે હતું નબળું, રહ્યું તે સૌ થયું સબળું;
અમારા દેશમાં સઘળું, સ્વિકાર્યું જ્ઞાન ભારતનું.
ત્યજી છે લોકની લજ્જા, ત્યજી છે શાન્ત સુખ સજ્જા;
અમારા માંસ કે મજ્જા, બધું કુરબાન ભારતનું.
નથી કંઇ માનની ઇચ્છા, નથી અપમાનની પરવા;
વિદેશી વસ્ત્રને વજવા, ચહ્યું સન્માન ભારતનું.
હૃદયમાં પ્રેમ લય લાગી, સમાધી લક્ષમાં લાગી;
અમે ત્યાગી વિરાગીએ, લગાવ્યું ધ્યાન ભારતનું
નસોમાં રક્ત ભારતનું, સ્વરોમાં તાન ભારતનું;
મુખે બસ ગાન ભારતનું, શરીરમાં અન્ન ભારતનું.
અમારા જન્મનું સાર્થક, અમારા મોક્ષની સીડી;
અમારા દેશને માટે, બધું છે લોહી ભારતનું.
અમારો ધર્મ-ધ્વજ આજે, બધે આકાશમાં ગાજે;
હૃદય આનંદ છે આજે, વિજય-નિશાન ભારતનું.

.. બાબુલાલ ઝવેરીલાલ. શેરડીપીઠ ડેલો-ભાવન

# સ્વાર્થ સાથે પરમાર્થ.

કર ભલા હોગા ભલા. નેકીકા બદલા નેક હે.

લોકો કહે છે કે નશીબ આડુ પાંદડુ છે.

તમે સમજો છો કે તે પાંદડુ કયું ?

હવે તમોને સમજાવું.

લોટરીની ટીકીટો ખરીદો ને તમારા નશીબ આડુ જે પાંદડુ છે તેને દુર કરીને સુખી થાવ તેના માટે મારી પાસે નીચે મુજબ કીંમતની લોટરીની ટીકીટો છે.

ભાવનગર ગૌશાળા ઇનામી ફંડની ટીકીટ રૂા. ૧

૨૯–૬–૩૦ ના રોજ ઈનામ બહાર પડશે.

તીચીનાપલ્લીની ગ્રાન્ડ રેફલની ટીકીટ રૂા. ૦–૪–૦

૧–૬–૩૨ ના રોજ ઇનામ નીકળશે.

વાંસદા ધરમપુરની લોટરીની ટીકીટ કીંમત રૂા. ૧–૦–૦

૧૫–૬–૩૦ ના રોજ ઇનામ નીકળશે.

ડરબી સ્વીપની ટીકીટની કીંમત રૂા. ૧૦–૦ ૦

૪–૬–૩૦ ના રોજ ઇનામ નીકળશે.

મળવાનું ઠેકાણું:—

**જીવણલાલ મોહનલાલ**

ઠે૦ ભગાનાતળાવમાં ભીખા ઠક્કરની શેરીમાં,

**મહેતા રતીલાલ દુલભજીના ઘરમાં**

**ભાવનગર.**

# : : દેશની દશા.

શ્રી ભોપટકર — કલ્યાણ — છ મહીના સાદી કેદ
,, હરીભાઉ જોશી — પનવેલ — છ મહીના સખ્ત કેદ
,, સુમંત — ,, — ત્રણ મહીના સાદી કેદ
,, ડા. સાવરકર — થાણા — સાત મહીના સાદી કેદ
,, અમરેન્દ્રનાથ ચેતરજી — કલકત્તા — એક વરસ સખ્ત કેદ
,, ગુપ્તા — ,, — ,, — ,,
,, જીતેન્દ્ર મીત્ર — ,, — ,, — ,,
,, કનૈયાલાલ ગુંગલી — ,, — ,, — ,,
,, મની ગોપાલ — ખુલના — ,, — ,,
,, રામચરણ — બાગલકોટ — છ મહીના સાદી કેદ
,, વેરટ ક્રીષ્ણા — મદ્રાસ — એક વરસ સાદી કેદ
,, એલ ચૌધરી — ,, — ,, — ,,
,, ઠાકર — ધુલીયા — આઠ મહીના સખ્ત કેદ
,, કે. એસ. દેઓર — ,, — ,, — ,,
,, રંગીલાલ — ,, — ,, — ,,
,, કલ્યાણજી — ,, — ચાર મહીના ,,
,, બામરેત — ,, — ,, — ,,
,, ઝવેરચંદ મેઘાણી — ધંધુકા — બે વરસ સાદી કેદ
,, કાકા કાલેલકર — બોરસદ — છ મહીના સાદી કેદ

પકડપકડો–જુલ્મો–સજાઓ ચાલુ છે.

# સુચના

દર અઠવાડીયે પૈસા સીરીઝના નવા અંકો નીકળે છે તેમાં દેશ સેવા સમાજ સેવાને લગતી ગઝલો કવાલીયો ભજનો કિર્તનો વીગેરેનો સમાવેશ છે.

ભાવનગરની પ્રજા બાર આના વાર્ષીક લવાજમ ભરીને તેનું નામ નોંધાવે એટલે વરસના ૬૦ અંકો તેને મળશે.

બહારગામ વાળાને પોસ્ટેજ મોંઘું પડશે માટે તેને ઓછામાં ઓછી દર અઠવાડીયે છ કોપી મંગાવવી જોઇએ ને તે હીસાબે તે વાર્ષીક લવાજમ સાડાચાર રૂપીયાનો મનીઓર્ડર કરવો તો તેને ઘેર બેઠા અમારા ખરચે દર અઠવાડીએ છ કોપી મળશે.

સો કોપી સામટી લેનાર માટે સવા રૂપીયો ભાવ છે પણ બહાર ગામનું પારસલ ખરચ લેનારના માથે છે પણ જો તે છસો કોપી સામટી મંગાવશે તો તેને અમારા ખરચે ગમે તે સ્ટેશનની ડીલેવરી આપશું કોપીયો મંગાવનારે મનીઓર્ડર કરવો. વી. પી. કરવામાં આવશે નહીં.

અમારા એજંટો—

ગાંધી લક્ષ્મીદાસ પુરૂષોતમદાસ ગોઘાના દરવાજે- ભાવનગર

ટોપીવાળા શા. હરજીવનદાસ ત્રીકમજી-પાલીતાણા

અમારૂં ઠેકાણું:—

**કેશવલાલ ગોકળદાસ શાહ.**

ઠે૦ હેરીસ રોડ, દરબારગઢ સામે—**ભાવનગર.**

## રજપુતોનું રણગીત

[ રણના રણસીંગા વાગીઆ—એ રાગ. ]

રાજપુત વીરો જાગજોરે, કરે સ્વદેશ સાદ (૨)
સત્યનો આગ્રહ રાખવા, નિત્ય લગાડો નાદ—રાગ સિંધુડા થાયછે
સ્વયં સેવક થાઓ સુણદારે, સજી સેવાનો સાજ (૨)
પ્રજાની સાથ મળો પ્રેમથી, કરો ભારતનું કાજ—રાગ સિંધુડા થાયછે
વ્યસનથી રહી વેગળારે, ધર્મ ધારીને ચીત્ત (૨)
અંદરનો કુસંપ કાઢવા, રાખો ભાઇઓમાં પ્રીત—રાગ સિંધુડા થાયછે
હાક પડી છેશૂરા સાથ મારે, જાવા જુદ્ધે સૌ વીર (૨)
દેશના દુઃખને વામવા, સાથે ચાલો રણધીર—રાગ સિંધુડા થાયછે
દેશ રીબાએ દુઃખમાંરે, ચીતે શાંતિ ન હોય (૨)
એકતાનો યજ્ઞ આરંભવા, પાછા હટશો ન કોય—રાગ સિંધુડા થાય
ચડ્યા સંગ્રામે જે ઘડીરે, પાછો પગ ન ભરાય (૨)
રીત એવી રજપૂતની, નવ ચુકો જરાય—રાગ સિંધુડા થાયછે
પડો મેદાને મહારથીરે, કરવા ભારતની સેવ (૨)
ધીરજ ઢાલને ધારીને, રાખો ટેકની ટેવ—રાગ સિંધુડા થાયછે
સત્યની સમશીર બાંધજોરે, બુદ્ધિ બખ્તર દ્યો ધાર (૨)
કર્મ કેશરીઆ પહેરજો, કરવા ભારત ઉદ્ધાર—રાગ સિંધુડા થાયછે
ગુણની ગજાવો ગર્જનારે, દાન ઘોડે સવાર (૨)
અભેદ ભાલા ખોભળે, જસ જમૈયા કટાર—રાગ સિંધુડા
...યો સહુ મળી સાથમારે, ભુંદો અંદરના ભેદ—(૨)

પૂર્વજોને પગલે ચાલવા, વદે પુરાણો વેદ–રાગ સિંધુડા થાયછે
રજોડીને વીનવેરે, કરવા ભારતની વ્હાર (૨)
અરજ સુણીને ધીરની, વેલો કરીને ઉદ્ધાર–રાગ સિંધુડા થાયછે.

ધીરસિંહ વ્હેરાભાઈ ગોહીલ.

---

## વીરો હિંદ માતાના છો બાળ તમે !

(મેરે મૌલા બુલાલે મદીને મુઝે) એ રાગ.

વીરો હિંદ માતાના છો બાળ તમે (૨)
કરો શીઘ્ર વિચાર હીંદ દેશનો તમે (૨) વીરો૦
હિંદમાં દુશ્મન પ્રબળ થઈ જુલ્મ જે સમયે થતો
જે સમે શીવરાજની શમશેરથી અરિ ધ્રુજતો
શાને ભુલ્યા એ હીંદનો પ્રતાપ તમે (૨) વીરો૦
શીર નમ્યું નહી શત્રુને કદી ટેક વીર પ્રતાપની
દેશ કાજે કોઇદી પરવા કરી નહી પ્રાણની
વીરો યાદ કરો એ પ્રતાપ તમે (૨) વીરો૦
શત્રુ સાથે બાથ ભીડી વીર દુર્ગાદાસની
વિશ્વમાં વ્યાપી રહી કીર્તિ ગુરૂ ગોવિંદની
કરો કંઇ કંઇ વિચાર યુવાનો તમે (૨) વીરો૦
કર્મમાં અધિકાર રાખી ફળ અપેક્ષા મા કરો
પ્રાપ્ત થાશે નિશ્ચયે યશ યત્ન સત્વર આદરો
ઉઠો ઉઠો ઓ ભારત વીર તમે (૨) વીરો૦

## અમરકીર્તિ

જ્યારે આપણા રાજા ઉપર—દેશ ઉપર હલ્લો કરવાને સમુદ્રના મોજાની જેમ ઘુઘવાટા કરતા લશ્કર સહિત દુશ્મન ચાલ્યો આવતો હોય તો રાજાના પડખે ઉભા દેશસેવા કરવા ઉત્સુક બનીશું.

આપણા શરીરનો ( વીર્યરૂપી ) રાજાનું બળ ઘટી ગયું હોય અને નબળાઇ તથા અશક્તિરૂપ દુશ્મનો દેહરૂપી દેશના દરેકે દરેક ભોગમાં ફરી પોતાની નબળાઇ તથા અશક્તિરૂપ સત્તાનો ઉપયોગ કરી ( યુવાન દેહ રૂપ કિલ્લાને પોતાની સત્તાથી હચમચાવી જર્જરીત (વૃદ્ધ) બનાવી મૂકે છે.

તો આવતાં દુશ્મનોને અટકાવવાં દારૂગોળારૂપી **"વિગોરોન"** થી આપણા દેહરૂપી કિલ્લાના રાજા ( વીર્ય ) ને બળવાન બનાવી નબળાઇ અને અશક્તિરૂપ દુશ્મનને હાંકી કાઢી આજે અમરકીર્તી પ્રાપ્ત કરો.

૩૨ ગોળીની ડબીનો રૂ. ૧) અને પોસ્ટેજના ચાર આના મળી રૂ. ૧-૪-૦ મનીઑર્ડર આજેજ મેસર્સ વિઠ્ઠલદાસ એન ઠક્કરની કુંપની હેરીસ રોડ-દરબારગઢ સામે-ભાવનગર. એ સરનામે કરો:—

લી. તમારો વિશ્વાસુ,

**વી. એન. ઠક્કર.**

# ગાંધીજીની હાકલ

સરકારની સામે, માંડયા મીઠાના અમે મોરચા—એ રાગ

ગાંધી બાપુએ, હાકલ પાડી છે શુરા જાગજો,
સ્વરાજ્ય માટે થાઓ સહુ તૈયારરે—ગાંધી.
છોને બંદુક તોપ વાપરે
સામી છાતીએ, ઉભા રહી, ઝીલનારરે—ગાંધી.
પુરે સરકાર ભલે જેલમાં
અહિંસા ને શાંતિ નહી ચુકનારરે—ગાંધી.
વળગી રહેશું અમારી ટેકને
કોઇ સંજોગોમાં નિશ્ચય ન ફરનારરે—ગાંધી.
ખાદી શરીરે અમે ધારીશું
સ્વરાજ્ય માટે જીવન છે કુરબાનરે—ગાંધી.
જકડયા ગુલામી તણી બેડીએ
રૈયત ઉપર નાખ્યાં કર અપારરે—ગાંધી.
હિંસાથી દુર એવુ સ્થાન છે
બ્રિટીશ રાજ્યે કતલો કરી હજારરે—ગાંધી.
પૈસા જાયે પરદેશમાં
વિદેશી વસ્ત્રો ને દારૂનો કરજો ત્યાગરે—ગાંધી.
માનો વચન "ગાંધી"જી તણું
સ્વતંત્રતાને જરી ન લાગશે વારરે—ગાંધી.

૧-૫-૩૦ ગાંધી લક્ષ્મીદાસ પુરૂષોત્તમદાસ

પાય છે! છપાય છે!! છપાય છે!!!

# ગાંધીજીના ભાષણો

મહાત્મા ગાંધીજી તા. ૧૨-૩-૩૦ ના રોજ સાબરમતીથી નીકળીને દાંડી પહોંચ્યા અને દાંડીથી જેલમાં ગયા ત્યાં સુધીમાં જે જે ભાષણો કર્યા તેનો સંપુર્ણ હેવાલનું આનાથી ડબલ મોટા ૪૦૦ પાનાનું મોટુ પુસ્તક ટુંક સમયમાં બહાર પડશે.

દરેક દેશપ્રેમીના ઘરમાં એક પુસ્તક હોવું જોઇએ દરેક લાઇબ્રેરીમાં એક નકલ હોવી જોઇએ અગાઉથી નામ નોંધાવા માટે દોઢ રૂપીયાનો મનીઓર્ડર કરીને નામ નોંધાવો પાછળ કોઇ કીંમતે મળશે નહી કોઇ કારણસર વધારે નકલો નીકળશે નહીં, તો અગાઉથી નામ નોંધાવવા ચુકવું નહીં. તા. ૨૦-૫-૩૦ સુધી ગ્રાહકોનું નામ લખાશે તો તે પહેલાં નામ નોંધાવીને લાભ લેશો.

તા. ક.-જે ભાઇઓ સ્વરાજ કીર્તન કે સ્વરાજ મોરલી ની જાહેર ખબર વાંચીને રૂપીયો મોકલ્યો હોય તે ભાઇએ આઠ આના વધુ મોકલવા.

લખો અગર મળોઃ—

કેશવલાલ ગોકળદાસ.

ઠે૦ હેરીસ રોડ, દરબારગઢ સામે—લાઇન ૧૨

## નહેરૂ અને ગાંધીજી (રાગ ગઝલ).

અમે વ્યંજન બધા જોયા, નજરે ગગ્ગા પરે સાંધી;
સ્વદેશી કાર્યમાં સ્નેહે, શુરા છે નહેરૂ અને ગાંધી.
અમારા આભ મંડળમાં, સીતારા બે પ્રકાશે છે;
સદા પરમાર્થ કરવામાં, પૂરા છે નહેરૂ અને ગાંધી.
લડાઇ સત્યની લડતા, અમારા લાભ સાચવવા;
અમારી હિંદ ભુમીના, હીરા છે નહેરૂ અને ગાંધી
ડગે ના એક પણ ડગલું, નહી હીમત કદી હારે;
સહન સૌ કષ્ટ કરવામા, ધીરા છે નહેરૂ અને ગાંધી.
ઘણું જીવો અહા બન્ને, હિતેચ્છુ હિંદના પ્યારા;
મીઠાના કર કાઢવામા વીર છે નહેરૂ અને ગાંધી.

દ: ધીરજલાલ નરસીદાસ.
ઠે૦ દાણાપીઠ—ભાવનગર.

તા. ૨૬-૪-૩૦

---

આવી ચોપડીઓ લેણી કરવા માટે કે મફત વહેંચવા માટે જેને જોઈની હશે તેને સવારૂપીયે સો આપીશું તો જરૂર બાળકો—કન્યાઓને તમારા તરફથી મફત વહેંચશો. સો કોપીથી ઓછી નહી મળે. લખો અગર મળો:—

કેશવલાલ ગોકળદાસ શાહ.
ઠે૦ હેરીસ રોડ, દરબારગઢ સામે—ભા.

# — ગાંધીજીના છેલ્લા સમાચાર. —

હિન્દી સરકારે સને ૧૮૨૭ ના રેગ્યુલેશન ૨૫ ના આધારે એક ખાસ ફરમાન કાઢીને મહાત્માજીને પકડીને યરોડાની અચોક્કસ જેલમા અચોક્કસ મુદત માટે ગીરફતાર કર્યાછે.

તા. ૪-૫-૩૦ ની મધરાતે પોણા વાગે ડીસ્ટીક મેજીસ્ટ્રેટ ડીસ્ટીક પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ ૨૦ પોલીસનુ ટોળું લઈને જલાલપુરથી રવાના થયા તે વખતે મહાત્માજી કરાડી ગામના પાદરે એક ઝુંપડામા સુતા હતા ત્યાં પોલીસો મધરાતે આવી પહોચ્યા.

## વારંટ.

મી૦ એમ. કે ગાધીએ આદરેલી પ્રવૃત્તિઓ તરફ સરકાર ભયની નજરે જોતી હોવાથી તેઓ ફરમાવે છે કે ગાધીને સને ૧૮૨૭ના રેગ્યુલશન ૨૫.ના આધારે પકડવાં સરકારની ઇચ્છા હશે ત્યા સુધી તેને જેલ ભોગવવી....... આ વારંટ ઉપર મુંબઈ સરકારની સહી છે તે પછી તાબડ તોબ મહાત્મા ગાંધીને યરોડા જેલમા લઇ જવાના આવ્યા છે. હવે તેમની જગ્યાએ અબ્બાસ તૈયબજી આવી ગયા છે.

# લોહીનો ઇતિહાસ

---

અહીંસા મંત્રથી સરકારમાં સાંધા ધ્રુજાવી દો,
મરે છે હીન્દીઓ મુક્તિને કાજે એ બતાવી દો.

---

પ્રકાશક:
ચુ. આર. દવે.
કાળુપુર કડીયાપોળ સામે—અમદાવાદ.

શ્રી સુર્યોદય પ્રીન્ટીંગ પ્રેસ
મામુનાયકની પોળ—અમદાવાદ.

# લોહીનો ઇતીહાસ



લેખકઃશ્રીમાન નોઈતમકાન્ત જે. સાહિત્ય વિલાસી.

આપણાં આંસુ એટલે બીજાનો આનંદ આપણું લોહી એટલે બીજાનું શરબતઃ આપણો કરૂણા જનક આર્તનાદ એટલે બીજાનો દ્રશ્ય નાટક! આપણે એટલે હીંદુસ્થાનનાઃ બીજાઓ એટલે આજના ઉન્મત ઈંગ્લાંડના! આપણી નિર્દોષ લડાઇ જીવ ઘાતક પશુવાદથી સદાય દુર રહેનારી! આપણો રાષ્ટ્રધ્વજ સહન શીલતા અને સ્વાર્પણનો!

# કાળચક્રનો કાતિલ સપાટો

૧૮૫૭નો બળવો એ નામથી અંગ્રેજોએ ઓળખાવેલું હિન્દીઓનું પહેલું યુધ્ધ હિંસા માટે હિંસક હતું રક્ત રેડયાં તેટલા શોધી શોધીને ચુસાયા! બળવાન ગણાતા બ્રિટિશ સામ્રાજ્ય પાડા પડતીનાં સાથેજ જડ મુળથી ઉખડી ન જાય તેવું ડહાપણ અંગ્રેજ બચ્ચાઓને સુઝેલું એટલે કોઈપણ રીતે હિન્દને લાલચમાં લપટાવવાનો અજબ પ્રયાસ કરવામાં આવ્યો હોય તેનો જીવતો જાગતો દાખલો તે મહારાણી વીકટોરીયાનો ઢંઢેરો.

ઢંઢેરો આશાઓથી ભરપુર હતો. આજે હિંન્દીઓને પુરેપુરી ખબર પડે છે કે શરૂઆતથીજ સોનેરી જાળ હતી આશાઓ નહિ પણ લાલચના લાલ રંગથી રંગાયેલા હવાઇ મિનારાઓ હતા. અમારા ભોળા બિરાદરો માત્ર ભોળપણથી ભરેલા નહી પણ અજ્ઞાનતાના આગારમાં ડુબેલા હતા, એનો લાભ પોતાને ઈન્સાફી મનાવતી સરકારે સંપુર્ણ રીતે લીધો. જાહેર ઢંઢેરાના વાકયો સર્વને અમ્રતથી ભરેલા દેખાયા પણ પાછળથી એમાંથી ઝેહેર જેવી હવા નીકળવા લાગી અમારા ભાઈ બ્હેનોએ બ્રિટનની સરકાર સામે હજી સુધી દગલબાજી કરીજ નથી. અનેક હકકો અમને સ્વાધિન કરવાનું કહયા છતાં અંગુઠો બતાવનારી

સરકાર તરફ હજીપણુ માનની નજરથીજ જોવાય છે પણુ સરકારને અમારી લાગણીની બીલકુલ કીંમત નથી સરકાર એટલી હદ સુધીની કરપીણુ તો કોઈ કાળે ન હોય કે જે હિન્દીઓનું હાડકે હાડકુ ચુસવામાં આનંદ માને.

### જગતપરનો અશાંતિ યુગ

આખી દુનીયા જ્યારે પ્રાણુ ભુખી થયેલી હતી વિલિયમ કઇઝરે જ્યારે બ્રિટીશ બહાદુરને ઘડીના છઠ્ઠા ભાગમા જમીનદોસ્ત કરવાના હવાઇ વિચાર કર્યા હતા. જે મહા યુદ્ધમા બેટ્જીઅમના અડગ કિલ્લાઓના કાંગરા ભાંગી નાખવામાં આવ્યા હતા અને જ્યારે જર્મનીને દરિયાના ઉંડા જળમા ડુબાવા દેવાના વિચારો થયા કરતા હતા આ વખતે કટોકટીને પ્રસંગે જે હિન્દુસ્થાને ફંડા કરી કરીને સરકારને શરીર, મન અને અપાય તેટલુ ધન આપી મદદ કરી હતી તેનો બદલો સરકાર આજે આપણુને કેવી રીતે આપે છે. એ સઉ કોઇ જોઈ શકે છે લોહીના તરસ્યા થયેલા અંગ્રેજોએ હિન્દના પાણી પીધા તેથી રાજભક્તિના બદલામાં સરકાર આપણુને હજી પણ કંઇક વિચિત્ર બક્ષિસ આપશે. જે કોઈપણુ પરાધિન દેશને નહી મળી હોય!

### જલીઆનવાળા બાગ ફરીથી થાય તો!

જુનું તે કેટલુ સંભારીએ સરકારે આપણુને બહુ સં-

ભાળ્યા હિન્દીઓની લાગણી તેને ઈશ્વર પણ અધિક હશે. માબાપ પોતાના સંતાનો તરફ જે પ્યાર નથી ધરાવતા એવો પ્યાર સરકારને હિન્દ માટે હોય એમાં શી નવાઇ કોણ કહે છે કે બ્રિટીશ બહાદુર કઠોર અને શયતાન છે! સરકાર પર આક્ષેપ મુકનારને સાચા શી રીતે માનવા!

સરકાર આપણું રક્ષણ કરે છે. આપણા પર માયા રાખે છે. આપણને લાડ લડાવે છે, આપણા બિરાદરો જે તોફાન કરે છે. તો તેને સજા પણ કરે છે. સરકારે હિન્દીઓ માટે તો એક સરખા કાયદા ઘડયા છે. હિન્દુ મુસલમાનોને એક થઇ જવાનું કહે છે. કોમ્યુનીઅલ પાર્ટી તરફ વિચીત્ર ભાવ બતાવે છે? હુલ્લડ ન થાય તે માટે કરફ્યુ ઓર્ડરો બહાર પડાવે છે છતાય કોઈ વખત હુલ્લડ થઈ જાય છે. તો તેમાં વાંક હુલ્લડખોરોનો? હીન્દીઓને સુખ. શાંતિ; લાભ અને સુંદર પરિણામ આપી દેતાં સર્વથી ભલી સરકાર બીલકુલ અચકાતી નથી. હિન્દીઓને તેઓ પોતાનો વીલાયતી એશઆરામ બની શકે તેટલા પ્રયત્ને પુરો પાડે છે છતાં આપણા લોકો સમજતા નથી અને આગેવાનોનો મોટો ભાગ સરકારને ખાલીજ વગોવે છે, આટલું છતાં પણ રહમદીલ સરકાર આગેવાનોને જેલની સજાજ કરે છે, કાંળે પાણીએ મોકલતી નથી.

ઉપર બતાવ્યા પ્રમાણે સદગુણ સંપન્ન સરકારે ભલે આપણા પર ગમે તેટલા ઉપકારો કર્યા હોય! પણ જલીયાનવાળા બાગ જેવો, મહાન ઉપકાર તો હજી પણ ભુલાતો નથી.

અમારા ભાઇ બ્હેનો કહે છે કે ગ્રેટ વોર વખતે સરકારે બદલો વાળવાનું સ્વરાજ્ય આપવાનું વચન આપેલું આ વાત ખરી છે સરકારે આપણને અમૃતસરની બજારમાં પેલા ડાયર સાહેબ મારફત ઓછો બદલો આપ્યો છે કે હજી બદલો! બદલો કર્યાજ કરવું શું હિન્દીઓને હજી બદલો જોઇએ છીએ! શું હિન્દીઓ હજી પણ આશામાં રહેવા માગે છે અને શું સરકાર બહાદુર પાસે બીજો જલિયનવાલા માગે છે?

સરકાર હવે જલિયાનવાલા ફરીથી માંડવા પણ તઈયાર નથી તેને ફુરસદ નહી હોય!

શા માટે ન મરવું.

જો આટલું જાણના હો અને જો દેખાતું ગય કે વગર મોતે આમ પણ મરીએ છીએ. મ્હોત નથી. માગના તોપના પરાણે આવે છે. સરકારે આપણી એવી પરિસ્થીતિ કરી મુકી છે. કે હવે આપણે હિન્દમાં મૃત્યુ યુગ સ્થાપીને સ્વરાજ માટે સહન કરવું પડશે, કોને ખબર?

## હીન્દુઓને

જે માતથી જન્મ્યા તમે તે માતને ભુલી ગયા
બ્રીટીશ કેરા રાજ્યમાં, તમ માતને ભુલી ગયા
કોલ આપ્યો ઉદર મહી, તે ઇસને ભુલી ગયા
ધર્મ માતૃ સેવા તણો. તેને તમે ભુલી ગયા
ધીક્કાર છે આ દેશ દ્રોહી. કાયદો ભુલી ગયા
વકીલ બારીસ્ટર કે જજ થયા, તેથી શું બંધુઓને ભુલી ગયા
પૈસા તણાઓ લોભીઓ, પાણી મહી બુડી મરો
જો હોય લાગણી દેશની તો, રાજાના આ ભરો
ધન્ય છે તે વીરને જે, દેશને માટે ગયા
તે જેલ નહી પણ મહેલ સમ. સુખે માની રહ્યા
અહિંસા તણી તલવારથી, સરકાર પણ ધ્રૂજી રહી
શુ કરૂ એ હીન્દ માટે, સુઝ મને પડતી નથી
દરીયા તણું પાણી ભરો. બીન જકાત મીઠુ કરો
પરદેશી વસ્તુંઓ તજી; આ હીન્દને ઉજવળ કરો
જયકાર થાઓ ગાંધીજીનો હર્ષ ઉર આગળ ધરો
જે માતથી જન્મયા તમો; તે માતને પણ યાદ કરો

---

જનાર્દન પ્રભાસ્કર.

ગુર્જર વીર ! ગુર્જર વીર
પહેરી હવે કેસરીવા ચીર

જો તેડે છે ભારત માત
મીટ માંડીને જગ જુએ છે શું કરશે આને ગુજરાત
ગુર્જર વીર ! ગુર્જર વીર
બલીદાન માટે યુવક કેવાં
બગ ળા એ સુવીર અર્પ્યા, સતીન જતીન અને સુભાસ
ગુર્જરીના રણબંકા યુવકો તમપર ભારત કેરીઆશ
ગુર્જર વીર ? ગુર્જર વીર
હાક પડીને જાગો ત્રીર
ઉછળે દરીયા કેરાં નીર
જો ગુંદાવે છે સાગર ધીર
ધર્મ યુધ્ધમાં એ આમત્રે
સૌને બનવા "મીઠા" ચોર
ગુર્જર વીર ? ગુર્જર વીર
જનમ્યો ફરી, ભારતમાં યુધ્ધ
ને હથીયાર વીનાનું યુધ્ધ
માંડયુ સ્વતંત્રતાને કાજ, સત્ય અહિંસાને સંયમથી
એને કરવું હાથ સ્વરાજ સુરા થઇ જાઓ તૈયાર
વાગ્યાં રણશીંગા જો દ્વાર બળગો સ્વતંત્રાને કામ
ગુમાવશો અણમોલીત હેલો રહેશો હર હંમેશ ગુલામ
ગુર્જર વીર ? ગુર્જર વીર

# ધારાસણાનું ધર્મયુદ્ધ

યાને

## બ્રીટીશનું લાઠી રાજ.

ધારાસણાની ધાડ જોઇ, ધ્રુજી ઉઠી સકાર;
નાક કપાતું જોઇ છેવટ, કીધાં અત્યાચાર.


સંગ્રહ કર્ત્તા,

**યુ. આર. દવે.**

ઠે૦ કાળુપુર કડીયા પોળ સામે—અમદાવાદ.


કીંમત ત્રણ પાઇ.


સુબોધ પ્રેસ, રીચીરોડ—અમદાવાદ.

ચાલો લુંટવાજી ચાલો લુંટવાજી
મીઠું લુંટવાજી
બંદુકડી સ્હામે ધરી ઉભી નીર્લજ સરકાર
સાચા સત્યાગ્રહી વિરાને કયાં તેની દરકાર
મીઠું લુંટવાજી.
સત્યાગ્રહી ઉપર ચલાવે ડંડાનો તે કહેર
દિવસ ભરાયા પરદેશીના કીલે છેવટ લહેર
મીઠું લુંટવાજી.
ખોબેખોબા ભરીને સબરસ કરો કાયદો ભંગ
છે ઉલ્લાસ આઝાદીમાં સદા ધરો ઉમંગ
મીઠું લુંટવાજી.
ધારાસણાની ધાડ જોઈ ધરૂજી ઉઠી સરકાર
નાક કપાતું જોઇ છેવટ કીધા અત્યાચાર
મીઠું લુંટવાજી.
ડંડા ખાજી ધર્મ ગણીને નીર્દય મારે માર
સુધરેલી એવી સત્તાપર હોજો કંઈ ધીટકાર
મીઠું લુંટવાજી
આઝાદીના જંગ જાગ્યા હો શુના તૈયાર
કયાં તો મુક્તિ કયાં મૃત્યુ કરને બેડો પાર
મીઠું લુંટવાજી.
રચનાર,
બદરી એસ. કાચવાળા.

# ધારાસણાનું ધર્મયુદ્ધ

∵ યાને ∵

## બ્રીટીશનું લાઠી રાજ.

---

( રાગ—હરીગીત. )

જુલ્મી આ સરકાર જુલ્મો, દીન પ્રતિદીન આદરે;
રાંકડી રઇયત બીચારી, જુલ્મી કર કયાંથી ભરે,
જે ઇશ્વરે બક્ષીસ દીધી; જેથી જનો સહુ વાપરે
એ રોજની વપરાશપર; સરકાર જુલમો આદરે,
હીંદી બનાવે જો નીમક, સરકારને ના ફાયદો.
ઇશ્વરતણી બક્ષીસપર, સરકારી જુલ્મી કાયદો
ચુસી લીધાં ને હીંદીને, ના રકતનું બીન્દુ રહયું
આ હાડપીંજરમાં હવે તો, મ્હોત બાકી છે રહયું
હાથે બનાવીને મીઠું, એ જુલ્મી કર ના આપવો
શાંતી અને વીનય ચઢી, એ કાયદાને કાઢવો
ઉનદેશ ગુરૂ ગાંધીનો, સત્યાગ્રહીએ સાંભળી
સવીનય ભંગની લડત, સહુ સઇનીકોએ આદરી

નીશસ્ત્ર છે આ સઇનીકો. જે દેશને માટે લડે
જુલ્મો કરે જાલીમ છતા, અપમાન એનું ના કરે
અપકારપર ઉપકાર, કરવાની વૃત્તી એ રાખતા
ભુખ્યા રહીને સમયપર, એ શત્રુને ખવડાવતા
દુશમન નથી છે દેશ બાંધવ. એવું રદયથી બોલતા
જુલ્મો સહી અધીકારીના, એ કાયદાને તોડતા
સત્યાગ્રહીઓ જેહ કે, મૃત્યુ થકી ડરતા નથી
ગાંધીજીના આદેશ વીણ, પાછા કદી ફરતા નથી
એથી અમારા પુજ્યને, મહેમાન સરકારે કર્યા
ન સર્વ નેતા દેશના, છે જેલમાંહી સંચર્યા
સત્યાગ્રહી નીમક ઉપર, છે ઘાતકી હુમલો કર્યો
એથી ધરાસણ લુંટવા, નીસ્ચય હવે તો આદર્યો.
મુંબાઇ સુરત ખેડા અને; બાપુજી કેરા ધામના.
ધારાસણા ભેગા થયા, સઇનીક ગામે ગામના
ક્યારે અગરને લુંટશું. સરકારને પુછતું સુ
નીશસ્ત્ર પણ છે સત્યનું; આ યુધ એ સાબીત કર્યું
અહીંસા અને શાંતી તણો; ઉપદેશ ગાંધીએ દીધો
સત્યાગ્રહીએ પાળવાનો; ધર્મ છે માની લીધો
એ માસની સોળમી; બુધવારનાજ પ્રભાતમાંજ
ઇમામ સાહેબ નાયક; મણીલાલ ગાંધી માર્ગમાં

નીડર અને નાયક થઇને; નરહરીભાઇ નીકળ્યા
સત્યાગ્રહી એ સામટા; એ અગરપર હલ્લા કર્યા
સુધરેલ ને શાહી અરે; સરકાર દીવાની બની
નીર્દોશપર લાકી ચલાવી; આજ તે નીર્દય બની

જે સઇનીકો નીઃસ્વાર્થથી નીજ દેશને માટે લડે
ને પ્રાણુની આહુતી દેવા, લેશ પાછા ના પડે
એ દેશમાંહી જન્મ લઈ; કોઈ અમલદારી ભોગવે
ને પોષવા નીજ પેટ પાપી; ઘાતકી કરમો કરે

એ લોહીની લક્ષ્મી લઇ; સંસારમાં શું સાર છે ?
જે દેશદ્રોહી થાય તેના; જીવનમાં ધીક્કાર છે

નીલ ને ફ્લેચર અને; બ્રેહામ પરદેશી હતા
વળી આંટીયા આલમ અને બીજા બધા દેશી હતા
એકેક સઇનીકની ઉપર દશબાર ફટકાઓ પડે
ત્હોએ અહીંસાના પુજારી આંખ ઉંચી ના કરે

પાષાણ દીલના પત્થરો પણ સ્હેજમાં પીગળી ગયા
આ દશ્ય જોઇને ઘડીભર; વૃક્ષ પણ થંભી ગયા
પરદેશીના ગુલામ એ, સઇનીકપર તુટી પડયા
એ દશ્ય જોતાં અમેરીકન; ભાઈ ચોધારે રડયા

મીઠું પકાવે કે ખરીદે, કે બજારે વેચશે
બીન જકાતી જો હશે તો, કેદની શીક્ષા થશે

ના કાયદા કીતાબમાં, કે લાઠીએ થી મારવા
પણ જુલ્મી આ સરકારને, કયાં કાયદા છે પાળવા ?
જુલ્મો કરી રઇયત ઉપર, રાજા કદી ના ફાવશે
જુલમી અરે આ રાજ્ય મો, સંસારમાં ડુબી જશે

---

## હીંન્દીઓ પ્રત્યે.

---

આ હીંદની આઝાદી માટે દેશ સેવીકા રટે
એ દેવીઓનું લેશ પણ અપમાન કરવું ના ઘટે
પરદેશીએ ઇજ્જત લુંટી હુન્નર લુંટયો આ દેશનો
સાઇઠ કરોડ વરસે લુંટે પૈશા'ક એ પરદેશનો
ભુખ્યાં મરે છે બાંધવોંધ પો જતાં આ દેશનો
ત્હોયે વિદેશી વાપરો એ સમય છે અફસોસનો
વધશે ગરીબાઇ હીંદમાં વિદેશી વસ્ત્રો વાપરો
આઝાદીની એ દેવીઓ એથી પીકેટીંગ આદરે
ભારત મુકતી કાજ જો સન્નારી કેસરીયાં કરે
એ દેશ મુકતી પામીને જાહોજલાલી ભોગવે.

---

# પોલીસ અમલદારોનો જુલ્મી અત્યાચાર

# જુલ્મી અત્યાચાર સામે પ્રજાનો બહિષ્કાર.

( રાગ જાગો જનુની જાયારે )

જાગો જનુની જાયારે, ઓ હિન્દુ મુસલમાન.
આ શી દશા થઇ ત્હારીરે, હાં હાં રે હિન્દુસ્થાન
પોલીશ જે ડંડા શાહી, એ વેગે આવતા ધાઇ,
ના સમજે ભારત ભાઇરે, ઓ હિન્દુ મુસલમાન.
ઉધા પાડીને મારે, નહીં દયા જરા વિચારે,
માનવ જાતીના વિસારે રે, ઓ હિન્દુ મુસલમાન.
ગડદા પાટુ તો દેતા, બુટોની ઠોકર દેતા.
આ જુલ્મો સેવક સ્હેતારે, ઓ હિન્દુ મુસલમાન.
રાક્ષસનું રૂપ ધારી રામ, રહીમને વિસારી,
આ કેર કર્યો છે ભારી રે. ઓ હિન્દુ મુસલમાન.
વન હીંસક પ્રાણી છુટે, જેમ હાડ માંસને લુટે,
હડ્ડી બંધુની તુટે રે, ઓ હિન્દુ મુસલમાન:
હડ્ડી બંધુની ના તોડો, માથા ભાઇના ના ફોડો,
ના મળે તમારો જોડોરે, (જોડ) ઓ હિન્દુ મુસલમાન.
ગોરાને રાજી રાખો, દેશભાવ ફગાવી નાખો

શું અમૃત સ્વાદ ચાખ્યો ? રે, ઓ હિન્દુ મુસલમાન.
ના આપ થયા છો ખુની, અત્યંત જમાની ખુની
હવે હિન્દ ભૂમિ કરજો શુનીરે, ઓ હિન્દુ મુસલમાન
આ દેશ ગયા ગજાવી, ભારત રડયા લજાવી
તો શુદ્ધ શાન જરા ના આવીરે, ઓ હિન્દુ મુસલમાન.
કાઠીયાવાડને ગુજરાતે મહારાષ્ટ્રને બંગાળે,
પેશાવર ને પંજાબેર ઓ હિન્દુ મુસલમાન,
ના ખુણો બાકી રાખ્યો, સતામદ મચાવે નખ્યો,
એ વીર સૈનકે શાખ્યોરે, ઓ હિન્દુ મુસલમાન
[ કઠીયાવાડ]ધોલેરામા શુ કીધુ, ગઢ દબાવી દીધુ,
આ કામ તો અજબ કીધુંરે, ઓ હિન્દુ મુસલમાન.
મેવાસ્મા જાન લીધા, ગુપ્ત ભાગ દબાવી દીધા,
આ ક્રૂર જુલ્મો શુ કીધારે ઓ હિન્દુ મુસલમાન
કામમુજે ભાગ્ન ભાઇ, શીદ લાથે કરો લુગાઇ,
રામ મનુ વદે કરમાળે, ઓ હિન્દુ મુસલમાન.

સંપાદક –મનુ.



૧

## પ્રાર્થના

હજારો વર્ષની જૂની અમારી વેદનાઓ.
કલેજાં ચીરતી કમ્પાવતી અમ ભય કથાઓ,
મરેલાંનાં રૂધીર ને જીવતાંનાં આંસુડાંઓ,
સમર્પણ એ સહુ તારે કદમ પ્યારા પ્રભુ ઓ !
અમારા યજ્ઞનો છેલ્લો બલિ આમિન કે'જે !
ગુમાવેલી અમે સ્વાધીનતા તું ફેર દેજે !
વધારે મૂલ લેવાં હોય તોયે માગી લેજે !
અમારા આખરી સંગ્રામમાં સાથે રે'જે !
પ્રભુજી પેખજો આ છે અમારું યુદ્ધ છેલ્લું,
બતાવો હોય જો કારણ અમારું લેશ મેલું,
અમારાં આંસુડાં ને લોહીની ધારે ધુવેલું,
દુવા માગી રહ્યું જો સૈન્ય અમ તત્પર ઉભેલું,
નથી જાણ્યું અમારે પંથ શી આફત ખડી છે,
ખબર છે આટલી કે માતની હાકલ પડી છે,
જીવ આ માવડી એ કાજ મરવાની ઘડી છે,
ફીકર શી જ્યાંલગી તારી અમો પર આંખડી છે,
જુઓ આ તાત ! ખુલ્લાં મૂકિયાં અંતર અમારાં,
જુઓ હર જખ્મથી ઝરતી હજારો રક્ત–ધારા;
જુઓ છાના જલે અન્યાયના અગ્નિ–ધખારા,
સમર્પણ હો ! સમર્પણ હો ! તને એ સર્વ પ્યારા !

ભલે હો રાત કાળી, આપ દીવા લૈ ઉભા જો,
ભલે રણમાં પથારી આપ છેલ્લાં નીર પાજો,
લડન્તાને મહારણ–ખંજરીના ઘોષ ગાજો,
મરન્તાને મધુરી બંસરીના સૂર વાજો.
તૂટે છો આભ ઉંચા આપણા આશા–મિનારા,
હજારો ભય તણી ભૂતાવળો કરતી હુંકારો,
છતાં લહેરો સમર્પણની સદા અણખૂટ ધારા,
મળે નવ માવડીને જ્યાં સુધી મુક્તિ કિનારા.

---

## ૨
## વૈષ્ણવજન

વૈષ્ણવજન તો તેને કહીએ, જે પીડ પરાઈ જાણે રે
પરદુઃખે ઉપકાર કરે તો મન અભિમાન ન આણે રે
સકળ લોકમાં સહુને વંદે નિંદા ન કરે કેની રે
વાચ કાછ મન નિશ્ચલ રાખે ધન ધન જનની તેની રે–વૈષ્ણવ૦
સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી પરસ્ત્રી જેને માત રે
જિહ્વા થકી અસત્ય ન બોલે પરધન નવ ઝાલે હાથ રે–વૈષ્ણવ૦
મોહ માયા વ્યાપે નહિ જેને દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે
રામ નામ શું તાળી રે લાગી સકળ તિરથ તેના તનમાં રે–વૈષ્ણવ૦
વણલોભી ને કપટ રહિત જેણે કામ ક્રોધ નિવાર્યા રે
ભણે નરસૈયો તેનું દર્શન કરતાં, કુળ એકોતેર તાર્યા રે–વૈષ્ણવ૦

---

૬

## મારા બાપુનો સંઘ

મારા બાપુનો સંઘ, મારા બાપુનો સંઘ,
ચાલ્યો સ્વરાજ ઘેર આણવા,
અમે માંડ્યો છે જંગ, અમે માંડ્યો છે જંગ,
શાંતિના રણરંગ માંડવા. મારા૦

બોલ દરિયાની રાણી, બોલ દરિયાની રાણી
સ્વરાજ ક્યાં સંતાડીયું ?
સાંભળ સાંભળ હિંદવાણી, સાંભળ હિંદવાણી,
દરિયામાં રાજ તારૂં રાખીયું મારા૦

ડહોળ્યા દરિયાના નીર, ડહોળ્યા દરિયાના નીર,
ડહોળી ડહોળી અમે થાકિયા,
બાપુ ચાખે લગીર, બાપુ ચાખે લગીર,
સ્વરાજના સ્વાદ ચાખિયા, મારા૦

ચાલો ચાલો ત્રીસ ક્રોડ, ચાલો ચાલો ત્રીસ ક્રોડ,
મીઠા સ્વરાજ રસ ચાખવા,
ચાલો હિંદુ મુસલમાન, ચાલો હિંદુ મુસલમાન,
મીઠું તમારૂં બતાવવા. મારા

---

## ૧૦

## શહીદ ગર્જના

ભારત ન રહ સકેગા હરગિજ ગુલામીખાના,
આઝાદ હોગા હોગા આતા હૈ વહ જમાના.
મું ખોલને લગા હૈ હિન્દોસ્તાનિયોંકા,
કર દેંગે જાલીમોંકા હમ બન્દ જુલ્મ ઢાના.
કૌમી તિરંગે ઝંડે પર જાનિસાર અપની,
હિન્દુ મસીહ મુસ્લિમ ગાતે હૈ સબ તરાના.
અબ ભેડ ઔર બકરી બન કર ન હમ રહેંગે,
ઇસ પસ્ત હિમ્મતીકા હોગા કહીં ઠિકાના,
પરવાહ અબ કિસે હૈ જેલ ઔર દમનકી પ્યારી,
ઇક ખેલ હો રહા હૈ ફાંસી પે ઝુલ જાના.
ભારત વતન હમારા, ભારતકે હમ હૈ બચ્ચે,
માતા કે વાસ્તે હૈ મંજુર સર કટાના.

---

## ૧૧

## જાગ્યા છે જોદ્ધા જવાનો.

જાગ્યા છે જોદ્ધા જવાનો, ઓ સરકાર ! ઓ સરકાર !
લાવ્યાં છે સબરસ જવાનો, ઓ સરકાર ! ઓ સરકાર !
ચલાવ તારી ડાયરશાહી, ઓ સરકાર ! ઓ સરકાર !
મચાવ તારી ગુંડાશાહી, ઓ સરકાર ! ઓ સરકાર !

---

## ૧૨

## સર ફરોશીકી તમન્ના

સર ફરોશી કી તમન્ના અબ હમારે દિલમે હૈ
દેખના હૈ જોર કિતના બાજુએ કાતિલમે હૈ
રહ રવે રાહે મુહબ્બત રહ ન જાના રાહમેં,
લજ્જતે સહરાનવર્દી દૂરિયે મંઝિલમેં હૈ
વક્ત આને દે બતા દેંગે તુઝે અય આસમાં
હમ અભીસે ક્યા બતાવે ક્યા હમારે દિલમે હૈ
આજ ફિર મકતલમે કાતિલ, કહ રહા હૈ બાર બાર,
ક્યા તમન્ના યે શહાદત ભી કીસીકે દિલમે હૈ
ઐ શહીદે મુલ્કે મિલ્લત હમ તેરે ઉપર નિસાર
અબ તેરી હિમ્મત કી ચર્ચા ગૈરકી મહફિલમે હૈ
અબ ન અગલે વલવલે હૈ ઔર અરમાનોકી ભીડ,
સિર્ફ મિટ જાનેકી હસરત અબ દિલે બિસ્મિલમે હૈ

---

૧૩

## કદી નથી હારવું.

કદી નથી હારવું, હવે નથી હારવું,
ભલે જાન માલ જાય— કદી૦—

કેદ આવે, ફાંસી આવે
તોપ ને તલવાર આવે
બૉમ્બ ને બન્દુક આવે, તોય નથી હારવું.
જીતીને સ્વરાજ લેશું
મરશું તો મુક્તિને વરશું,
ગુલામી ના વેઠશું— કદી૦—

જુઠ સામે સાચ ખેલે,
દાનવ સામે દેવ ખેલે,
એવો આ સંગ્રામ ખેલો— કદી૦—

ઇશ્વરની આશીષ વરસે,
ભમે ના હથિયાર પાસે,
નિશ્ચે હવે જીત થાશે—

૧૬

## આઝાદી-કી તમન્ના

યે શિર જાવે તો જાવે, પર આઝાદી ઘર આવે.
યે જાન ફના હો જાવે, પર આઝાદી ઘર આવે. ૧
જો આગે કદમ ઉઠાયા, વો અબ નહિ હટનેવાલા
જો યકીન અપને પાયા, વો અભી નહિ રૂકનેવાલા. ૨
યે નવજવાનોં કી સેના, અબ નહિ હટનેવાલી.
યે નવજવાનોં કી સેના, અબ નહિ રૂકનેવાલી. ૩
હમ ખુની જીગર કે પ્યાલે, દુસ્મન કો પીલાનેવાલે.
હમ નહિ હૈ બુઝદિલ આદમ, હમ કહા સો કરનેવાલે. ૪
અય ગરદન ઉંચે ઉઠાઇ, નહિ જુલમોસે ઝુકનેવાલી;
અય સિતમ કે કરનેવાલે. ચલ બંદુક જલદી ઉઠા લે. ૫
હમ ખડે હૈ ધર કે સિના, અય ગોલી ચલાનેવાલે;
ચલ બતા દે તાકત તેરી, અબ હમ નહિ હટનેવાલે. ૬
હમ મરેંગે લડતે લડતે, નહિ લડાઈ મરનેવાલી;
મયદાન ન હોગા ખાલી, જબતક ન હો ખુશહાલી. ૭
અબ મંજુર હમેં હૈ મરના, ચલ અપના સાજ સજા લે;
અબ બતા દે તાકત તેરી, અબ હમ નહિ થકનેવાલે. ૮

૧૮

## ટોપીવાળાનાં ટોળાં

ટોપીવાળાનાં ટોળાં ઉતર્યાં,
ઉતરીયાં કંઇ આથમણે ઓવાર રે
પરદેશી ભૂખ્યાં ટોપીવાળાનાં ટોળાં ઉતર્યાં.

લીલી વાડી ને મીઠી છાંયડી,
નિરમળાં કંઇ નદીઓ કેરાં નીર રે—પરદેશી૦
આંબે આંબે તે કોયલ લ્હેરતી,
ઉડતા કાંઇ રૂડા હંસ ને મોર રે—પરદેશી૦
પૂરી પનોતી બેઠી દેશની,
અટારીએ કંઇ ભેરવના ભણકાર રે—પરદેશી૦
ઘેરે ઘેરે તે ઘુવડ બોલીઆં,
રોવા લાગ્યાં કંઇ શ્વાન ને શિયાળ રે—પરદેશી૦
ધરતી રૂવે બેસી ધ્રૂસકાં,
અધર્મના કાંઇ દુઃખનો નહિ પાર રે—પરદેશી૦
બાળા રાંડે તે બાર વર્ષની,
માડી પહેલાં મરે નાનાં બાળ રે—પરદેશી૦
ધરતી સુકાઇને થઇ વાંઝણી,
કરવા બેઠા કળજુગના કાળ રે—પરદેશી૦
સુના ચરા ને સુના ગૌચરા,
સુના સુના પાણીઆરીના ઘાટ રે—પરદેશી૦
ભાંગી ભરવાડોની મોરલી,
કારખાને કંઇ કામધેનુ કપાય રે—પરદેશી૦

તૂટી માળા ને તૂટ્યાં રેંટીઆ,
કારીગરોના કાપી નાખ્યા હાથ રે—પરદેશી૦

કજીઆ કરાવી ભાઈ ભાઈમાં,
પોતે થઈ બેઠા મોટા ભૂપ રે—પરદેશી૦

આવ્યા ઓઢીને એવી કામળી,
ઓળખાયા નહિ અંતરના ભોરિંગ રે—પરદેશી૦

કરી કચેરી ઉંચે ડુંગરે,
વાળવા બેઠા દેશ કેરા દાટ રે—પરદેશી૦

ઘડ્યા કાયદા ને વધી કોરટો,
વધ્યા કંઈ ગુન્હાના કરનાર રે—પરદેશી૦

વકીલો વધ્યા ને વધ્યા ડૉક્ટરો,
વધ્યા કંઈ કજીયા ને રોગ રે—પરદેશી૦

એવા વેરો તે નાખ્યો આકરો,
ખેડુતોને ખાવા ન મળે ધાન રે—પરદેશી૦

ગરવા ગામના તો ઝુરે ઝુંપડાં,
માડીજાયા દેશીઓ રિબાય રે—પરદેશી૦

આંખે પાટા બાંધ્યા લોકને,
કુવો દઈ ગુંગળાવી નાખ્યા શ્વાસ રે—પરદેશી૦

નાખ્યો એણે ડોકમાં,
પગે જકડી દીધી જંજીર રે—પરદેશી૦

એવે આવ્યા ગાંધીજી મોખરે,
યુગ યુગની ઉડાડી તેણે ઊંઘ રે—પરદેશી૦

# સ્વતંત્ર સ્વરાજ્ય

યાને

# મેદાને જંગ.

---

### તીર્થસ્થાન (જેલ)

દીવાલો પથ્થરની ભલે, નહિ કેદખાનું થઈ શકે !
સળીઆ ભલે લોઢાં તણા, પિંજર કદી નહિ લાગશે !
મન જો હશે નિર્દોષ મારું, શાન્ત ચિત્તે ધારશે,
એ પિંજરું એ કેદખાનું, તીર્થ જેવું માનશે.
જો પ્રેમ અંતરમાં હશે, સ્વાતંત્ર્યમાં દિલ ઝુકશે
રે અંતરીક્ષે દેવ જેવું, હૃદય છૂટું થઈ જશે.

સંગ્રહ કર્તા,

પુ. આર. દવે.

કાળુપુર ઢીંચાપોળ સામે—અમદાવાદ.

## નહિ હઠશે નહિ હઠશે

નહિ હઠશે નહિ હઠશે, બહાદુર પાછા નહિ હઠશે
લડશે લડશે સમરાંગણમાં, છોને ફના થવાય    પાછા૦
ફુગાની કરતાં નહિ થાકે, ઘુમે રણમેદાન.    પાછા૦
જુલ્મચંદીમાં છોને પીલે, સેતાની સરકાર.    પાછા૦
જુલ્મોથી રોળાયાં જગમાં લાખો જુલ્મી રાજ.    પાછા૦
રણે ચઢેલા સત્યાગ્રહીઓ નમાવશે સરકાર    પાછા૦

---

## ભારત પરદેશીએ પાયમાલ કીધું

પરદેશીએ પાયમાલ કીધું,
ભારત પરદેશીએ પાયમાલ કીધું.

હીરા ને હેમ ગયા, કાગળ ને કાચ રહ્યા,
કથિર નાણું ચાલુ કીધું—ભારત૦

હાથની કળા હણી સૌ સાચે હિન્દીતણી,
સંચે સત્યાનાશ કીધું—ભારત૦

અંગુઠા આંગળી કાપી કારીગરી,
ઢાકા મલમલ બંધ કીધું—ભારત૦

શીતળાની ટાંકમાં, સૌ હિન્દુના હાડમાં,
ગૌરક્ત ભરી ભ્રષ્ટ કીધું—ભારત૦

રિધિસિદ્ધિ સહુ ભારતને ભરી'તી બહુ,
પરદેશીએ ચુસી લીધું—ભારત૦
શૂરાનું શુર ગયું, દૈવત દેવોનું ગયું,
વીરોનું પણ પણ લીધું—ભારત૦

---

## લડતનું રહસ્ય.

### ગ ઝ લ.

અમારી આ લડત માંહિ, નિડરતા મુખ્ય વસ્તુ છે,
અમારી આ લડત માંહિ, અહિંસા ખાસ વસ્તુ છે ૧

અમલદારો બની જુલ્મી, ભલેને જુલ્મ આદરતા.
અમલદારો પ્રજાદ્રોહી, ભલેને થાય તે કરતા. ૨

અમલદારો ફસાવે તો, કહી દ્યો કે ફસાશું નહિ,
અમલદારો ડરાવે તો. કહી દ્યો કે ડરીશું નહિ. ૩

નહિ નમવું નહિ ડરવું, પ્રતિજ્ઞા પાળવી સારી,
નહિ હઠવું નહિ ડરવું, પ્રતિજ્ઞા પાળવી પ્યારી.

## વીર હાક વાગે છે.

વાગે છે રે વાગે છે મારા બાપુની વીરહાક વાગે છે;
ડોલે છે રે ડોલે છે જુલમીનાં રાજપાટ ડોલે છે.

જાલીમના જુલમો ને હાકેમની બેડીઓ,
એકકે તડાકે તૂટે છે—મારા બાપુની વીરહાક વાગે છે

અંધારાં આથમ્યાં ને ઓથાર ઓસર્યા,
રણનાં રણશિંગડાં વાગે છે—મારા બાપુની વીરહાક વાગે છે.

પટલાઈનાં પોથાં ને નોકરીનાં થોથાં,
લોકો ફટાફટ ફેંકે છે—મારા બાપુની વીરહાક વાગે છે.

સરકારી શાળાનાં ભણતર મૂકીને,
જંગે જુવાનીઆ ઝુકે છે—મારા બાપુની વીરહાક વાગે છે

દૈતરાજ ધ્રૂટે ને રામરાજ વ્યાપે,
સતના ડંકા ગાજે છે—મારા બાપુનો વીરહાક વાગે છે.

કાયરતા કાઢીને વીરતા બ્હોરી,
શૂરા સંગ્રામમાં ઝુઝે છે—મારા બાપુની વીરહાક વાગે છે

## સગાં દીઠાં મેં અમલદારનાં ભીખ માગતાં શેરીએ

અમલદાર તમે અક્કડ શેના ?
વિસાત શી તમ અમલ તણી ?
કયી સત્તા પર કુદકો મારો ?
લાખ કોડીના ભલે ધણી
લાખ તો મૂઠી રાખ બરાબર
કોડ છોડશે સરવાળે
સત્તા સુકા ઘાસ બરાબર
વળી આસપાસે બાળે
ચક્રવર્તિ મહારાજ ચાલીયા
કાળચક્રની ફેરીએ
સગાં દીઠાં મેં અમલદારનાં
ભીખ માગતાં શેરીએ

કુલીન કુળમાં કજાત પુત્રો
પ્રગટ દિસે આ દુનિયામાં
બધીઆ વંશજ જુઓ બાપડા
રોગી નીરોગી જ્યામાં
સૃષ્ટિ નિયમ ફરતું ચક્કર એ
નીચેથી ઉપર ચડતું
ચડે તે થકી બમણે વેગે
પૃથ્વી પદ પટકાઇ પડતું
શી કહું કાળ! અજબ બલિહારી!
વિદુર સુખી તુજ લ્હેરીએ!
સગાં દીઠાં મેં અમલદારનાં
ભીખ માગતાં શેરીએ.

**સમશેર સારી ખલકની અમને નહિ તાબે કરે.**

સમશેર સારી ખલકની અમને નહિ તાબે કરે,
અમ આત્મ છે પ્રભુતેજ તે નહિ તુચ્છ શસ્ત્રે ગાભરે. સમશેર.

મહાયજ્ઞ છે અમ આદર્યો, પૂરો કરીશું હામથી;
વિઘ્નો કદી આવી પડે તો હોમશું અમ જાતને. સમશેર

લાછન ગુલામી શીર લઈ પાળ્યા પશુસમ જગફર્યા,
આખો અમારી તે ખુલી બસ ધોઈશું સૌ પાપને. સમશેર.

પર છેજ નહિ ભડકશું પણ તેજ અમ જગ દાખશું;
જોશે બધી આલમ હવે અમ હિન્દની તાકાતને સમશેર

---

# ખાદી ઉપદેશ.

## ખાદી ખરી ખાનદાન.

ખાદી ખરી ખાનદાન,
વાહ મારી ખાદી ખરી ખાનદાન—ટેક૦

લાખોને પાળે, લાખો જીવાડે;
લાખોને શાન્તિ દેનાર—વાહ૦

ઉનાળે ઠંડક શિયાળે ગરમી;
આપે ચોમાસે આરામ—વાહ૦
નાણાં બચાવે નાણાં વધારે;
નાણાંની રેલો રેલાય—વાહ૦
દુષ્કાળ ભાગે. રોગોને કાઢે;
ચોરી લબાડીનો નાશ—વાહ૦
ટાણે કટાણે કાળે દુકાળે,
ભાગ્યાની ભેરૂ ખાસ—વાહ૦

---

મરવું દેશને કાજ ભલેને ઘરકે બહારે
મરવું એકજવાર ભલેને આજ કે કાલે

મરવું એકજવાર સહ સ્વરાજ મંગળમાં
મરવું દેશને કાજ તોપ બંદુકને ગોળે

મરવું એકજવાર પાટ ખાટ કે હીંદોળે
મરવું દેશને કાજ ખાતાં પીતાં કે ફરતાં

મરવું એકજવાર દેશના કાર્યો કરતાં
મરવું દેશને કાજ વાત વિનોદ કરતાં ..

મરવુ એકજવાર ધર્મ સત્ય લઇ માથે
મરવુ દેશને કાજ હિમ્મત રાખી સૌ આજે

મરવુ એકજવાર ડરે તો જનુની લાજે
મરવુ દેશને કાજ ભાર જનુની આપે

મરવુ એકજવાર પુત્ર પોતાનો સ્થાપ્યો
મરવુ દેશને કાજ વૈભવ સૌ હોમીને

મરવુ એકજવાર યાહોમ કરી આ ભોમીને
મરવુ દેશને કાજ આતમબળ રાખીને

મરવુ એકજવાર સૌ દુખો સાખીને
મરવુ દેશને કાજ નેતરના ફરમાનો જાણીને

મરવુ એકજવાર સૌ વિશ્વ પ્રાણીને
ધીક્કાર એવા ખટ લાજે મોતથી ડરના ફરે

શુરવીર સાચા હોય તો મોતથી ના ડરે
માતૃ ભુમી કાજ નર યાહોમ કરી ઉભો થતો

ભ્રાતૃ ભગિની રૂપ ટોળા સમય આ શોધે ...
ધન્ય ધન્ય માતને તાત તેની કુખને દીપાવના
મનુ કે વીર એવા પાકજો આ હિન્દને શોભાવના

---